કોણ બેકરાર દિલની દુઆ કબૂલ કરે છે ??

(કુર્આને મજીદ, સૂ. નમ્લ, આયત : ૬૨)

# મુશ્કેલીઓનો ઉપાય

ન દુન્યાસે, ન દૌલતસે, ન ઘર આબાદ કરનેસે,
તસલ્લી દિલકો હોતી હે ખુદાકો યાદ કરનેસે.

## નાઉમ્મીદ-હતાશ લોકો માટે ઉમ્મીદનું કિરણ

પીરે તરીકત હઝ. મવ. પીર ઝુલ્ફકાર અહમદ નકશબંદી મુજદિદી (મ.ઝિ.)

• અનુવાદક •

હાફિઝ મુહમ્મદ આસિમ અ.હફીઝ મૂસા ભડકોદ્રવી સલ્લમહૂ



• પ્રકાશક •

હઝ. મવ. મુફ્તી અબ્દુલ્લાહ પટેલ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ, શયખુલ હદીષ : જામિઅહ મઝહરે સઆદત
મુ. પો. હાંસોટ, જિ. ભરૂચ-૩૯૩ ૦૩૦.
ફોન : (૦૨૬૪૬) ૨૬૨૦૫૦ / ૨૬૨૦૩૧

કોણ બેકરાર દિલની દુઆ કબૂલ કરે છે ??

(કુર્આને મજીદ, સૂ. નમ્લ, આયત : ૬૨)

# મુશ્કેલીઓનો ઉપાય

ન દુન્યાસે, ન દૌલતસે, ન ઘર આબાદ કરનેસે,
વસલ્લી દિલકો હોતી હે ખુદાકો યાદ કરનેસે.

## નાઉમ્મીદ–હતાશ લોકો માટે ઉમ્મીદનું કિરણ


પીરે તરીકત હઝ. મવ. પીર ઝુલ્ફકાર અહમદ નકશબંદી
મુજદ્દિદી (મ.ઝિ.)

● અનુવાદક ●

હાફિઝ મુહમ્મદ આસિમ મવ. અ.હફીઝ મૂસા ભડકોદ્રવી સલ્લમહૂ
મુતઅલ્લિમ : દારુલ ઉલૂમ સઆદતે દારૈન–સિતપોણ.



● પ્રકાશક ●

હઝ. મવ. મુફતી અબ્દુલ્લાહ પટેલ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ, શયખુલ હદીષ : જામિઅહ મઝહરે સઆદત
મુ. પો. હાંસોટ, જિ. ભરૂચ–૩૯૩ ૦૩૦.
ફોન : (૦૨૬૪૬) ૨૬૨૦૫૦ / ૨૬૨૦૩૧

# અનુક્રમણિકા

Estd. 1408 A.H. / 1988 A.D.
Regd. No. B-814



JAMIAH MAZHAR-E-SA'ADAT
AT. & PO. HANSOT DIST. BHARUCH,
GUJARAT (INDIA) PIN CODE- 393 030.

DARUL ULOOM HANSOT

جامعة مظهر السعادة
هانسوت

Ref. No.
Date.
JMS/p -07/

## બિસ્મિહિ તઆલા

રાહત અને સુકૂનના માધ્યમોને અસલી સુકૂન માની લેવાની સમજફેરે દુનિયાને પરેશાન કરી નાખી છે. આજે એના ઉપર "મર્ઝ બઢતા ગયા, જું જું દવા કી" ની પંક્તિ બંધબેસતી આવે છે.

મહબૂબુલઉલમા વલ મશાઈખ હઝ. મવ. ઝુલ્ફકાર—નકશબંદી સા. (દા.બ.) જેમનાથી આજે એક દુનિયા ફૈઝવંત થઈ રહી છે. તેમણે ઉપરોક્ત સમસ્યાનો કુર્આન અને હદીષની રોશનીમાં "પરેશાનીઓકા હલ" ઉર્દૂ પુસ્તક રૂપે એક સચોટ ઉપાય બતાવ્યો છે. જે આજના ભૌતિકયુગની મહત્વની જરૂરત છે.

જામિઅહ હાંસોટ આ પુસ્તકના ગુજરાતી અનુવાદનું પ્રકાશન કરતાં ખૂશી અનુભવે છે. અનુવાદક હાફિઝ મુ. આસિમ સા. ની તાલિબે ઈલ્મીના દોરની આ હિમ્મત અને શુભકોશિષ બિરદાવવા લાયક છે. ખૂબ મુબારકબાદ. તેમના વાલિદ સા. ને પણ અભિનંદન. અભિનંદન.

અલ્લાહપાક એમના કલમને ખૂબશક્તિ આપે. તેમને ઉમ્મતની વધુ રેહબરી માટે કબૂલ ફરમાવે. અનુવાદક આ દિશામાં સફર જારી રાખશે એજ ઉમ્મીદ તથા દુઆ.




વસ્સલામ,

(મુફતી) અબ્દુલ્લાહ પટેલ સા.
જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ.

DATE : 28/02/2007

જામિઅહ મઝહરે સઆદત, 'હાંસોટ' ડી. ભરૂચ-ગુજરાત.૩૯ ૩૦૩૦.(ઈન્ડિયા)
Tel. +91-2646 282 031, 282 030 Fax : 282 827 Website : www.saadathansot.com Email : info@saadathansot.com

## હુવલ-મુઅતી

# ✱ વાંચક વર્ગને અપીલ ✱

અલ્લાહ તઆલાના બેશુમાર વખાણો અને આકાઈ–સચ્યિદી હઝ. મુહમ્મદ (સ.અ.વ.) અને આપના કુટુંબીઓ અને આપના અનુયાયીઓ પર કોટી કોટી દુરૂદો સલામ હો..... !

આજનો સમય દુનિયા પરસ્તી, એશ પરસ્તી અને નફસ પરસ્તીથી છલોછલાં છલકાય છે. રાહત અને આરામ માટે નવી નવી મશીનો અને સાધનો બની રહ્યા છે, પરંતુ અજીબ અચંબો પમાડે તેવી વાત એ છે કે જેટલી તરક્કી– ઉન્નતિ થઈ રહી છે એટલી પરેશાનીઓ ચાહે પ્રાકૃતિક હોય કે અપ્રાકૃતિક વધી રહી છે. કોઈને પણ જરા છેડો એટલે ગમ–દુઃખની દાસ્તાન શરૂ થઈ જાય છે. લોકો પોતાની મુશ્કેલીઓ દૂર કરવા માટે કોઈ મસીહા–બુઝુર્ગ– અલ્લાહવાળાની સોહબતને ઝંખે છે અને વાસ્તવિકતા એ છે કે એમને ત્યાં જ દિલી સુકૂન મળે છે. આત્મા શાંત થાય છે. આવા બુઝુર્ગો ઘણા ઓછા પ્રાપ્ત થાય છે.

તેમાંના એક બુઝુર્ગ પીરે તરીકત પીર હઝ. મવ. ઝુલ્ફકાર અહમદ નકશબંદી (દા.બ.) દુનિયામાં ગણેલી હસ્તીઓમાં છે. જેમની ખૂબીઓ માટે મોટી કિતાબ પણ નાકાફી છે. અલ્લાહ તઆલા એમનો બરકતવંતી છાંયડો હંમેશા કાયમ રાખે, આમીન.

એમના ઈસ્લાહી બયાનો ઘણા જ અસરકારક હોય છે. એમનું એક બયાન જેમાં પરેશાન અને રોગી દિલવાળાઓ માટે ઘણું જ લાભદાયક છે જેથી તમન્ના જાગી કે નાઉમ્મીદ–હતાશ લોકો માટે આ બયાનનો ગુજરાતી અનુવાદ કરી પ્રકાશિત કરવામાં આવે, જેથી હતાશ લોકો માટે ઉમ્મીદનું એક કિરણ બની એમની ઝિંદગી સુખમય બની જાય. આ જ મુબારક હેતુના લઈ મેં મારા ફરઝંદ હા. મુહમ્મદ આસિમ સલ્લમહૂને ગુજરાતી અનુવાદ કરવા પ્રેરિત કર્યા, માશાઅલ્લાહ ટૂંક સમયમાં જ એમણે આ કામ ખૂબીથી પૂરું કરી આપ્યું. અલહમ્દુલિલ્લાહ ! દુઆ છે કે અલ્લાહ તઆલા એમનાથી દીની સાહિત્ય ફેલાવવા માટે વધુ સલાહિય્યત આપી ખૂબ કામ કરવાની તૌફિક આપે, આમીન. આ પુસ્તિકા સાથે પરેશાની દૂર કરવા માટેના અમુક વઝીફા–દુઆઓ–ઉપાયો લખ્યા છે. જેનાથી ઇં. અલ્લાહ ઘણો જ ફાયદો થશે. વાંચક વર્ગને વધુને વધુ આ પુસ્તિકા

ખરીદવા અને ઈસાલે સવાબ કરવા જોરદાર અપીલ કરું છું.

આ મુબારક મોકા પર હું મારા મુહસિનોને કેવી રીતે ભૂલી શકું ? જેઓ પુસ્તિકાઓ ખરીદી વહેંચવા માટે પરસેવાની નેક કમાઈ ખર્ચ કરવા તૈયાર રહે છે. જેમાં ઉલ્લેખનીય–ફખ્રુલ અમાષિલ, ઉસ્તાઝુલ અસાતિઝા, ખાદિમે કોમો–મિલ્લત, મહબૂબુલ ઉલમા હઝ. મવ. મુફતી અબ્દુલ્લાહ પટેલ મઝાહિરી સા. દા.બ. (રૂહેરવાં, બાની વ શયખુલ હદીષ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ) નમૂનએ અસ્લાફ, આરિફ બિલ્લાહ હઝ. હા. મવ. કારી ઈસ્માઈલ સા. દા.બ. (બોલ્ટન) એન્ડ ફેમિલી, મારા હમદર્દે ખાસ, દર્દમંદ દિલ રાખનાર દોસ્ત જ. હાજી જાબિરભાઈ જરીવાલા એન્ડ ફેમિલી તથા નેક ખાતૂન હજીયાણી જુબૈદાબહેન (મુહતમિમહ : મદ્રસા રૌનકુલ ઈસ્લામ–આંબાવાડી, કાલીપુલ, સુરત, જ. કામિલભાઈ એન્ડ વલસાડ ગાંચીવાડ મસ્જિદના દોસ્તો, જ. શુજાઉદ્દીનભાઈ–વલસાડ, મારા દોસ્ત હા. મુબારક કડુ સિતપોણી, મવ. અ. હક દાહોદી સા. જેમનો બહુમૂલ્ય સહકાર મળે છે અને મળતો રહેશે, ઈન્શા અલ્લાહ....

મારા મુરશિદી હઝ. મવ. મુફતી અહમદ ખાનપૂરી સા. દા.બ.ને કેમ ભૂલું ? જેમની તવજ્જુહાતથી કામ આગળ ધપે છે. હઝ. મવ. ગુલામ મુહમ્મદ સા. (ખાદિમે કુર્આન વલ મસાજિદ વલ મકાતિબ)ને કેમ ભૂલું ? હઝ. મવ. હસન ભડકોદવી સા. સાથે સાથે મવ. શબ્બીર, મવ. ઈબ્રાહીમ, મવ. ગુલામ બજી, જ. હાજી મુહમ્મદ બજી કમિટી સભ્યો, અસાતિઝએ કિરામ, તલબાએ ઈઝામ, સિતપોણના એહલે મુહબ્બત રહીશો, વાલિદૈન, ભાઈ–બહેનો, નામી–અનામી હમદર્દોનો આભારી છું. અલ્લાહ તઆલા બધાને બરકતો, આફિયતો, રહમતોથી માલામાલ કરી આફતોથી બચાવે, ઈખ્લાસની દૌલતથી નવાઝી અલ્લાહ તઆલા પોતાની રઝામંદી નસીબ ફરમાવે, આમીન.

હમ ઐસે રહે યા કે વૈસે રહે, વહાં દેખના હે કૈસે રહે,
હયાતે દો રોઝહકા ક્યા ઐશોગમ, મુસાફિર રહે જૈસે તૈસે રહે.

નિયાઝમંદ : અ.હફીઝ મૂસા ભડકોદવી (ઉફીય અન્હૂ વલિવાલિદયહ)
૧૯, મુહર્રમુલ હરામ ૧૪૨૮ હિ. સ.



★ બિસ્મિહી તઆલા ★

# અનુવાદકના કલમેથી....



અલ્લાહ તઆલાના નામથી અને મુહમ્મદ (સ.અ.વ.) પર અને તેમની આલ અવલાદ પર અને આપના સહાબા પર કરોડો સલામ !!!

આજે વિશ્વમાં પ્રગતિઓ કૂદકે અને ભૂસકે વધી રહી છે અને માનવીના આરામ માટે કેટલાક નવા નવા સાધનોની શોધ થઈ ગઈ છે અને થઈ રહી છે. આટલી બધી પ્રગતિઓ હોવા છતાં અને આરામ માટેની દરેક વસ્તુઓ પ્રાપ્ત હોવા છતાં માનવી મુશ્કેલીઓથી ઘેરાએલો છે. લોકો પરેશાન થઈને સુકૂનની દૌલતને ઢૂંઢી રહ્યા છે. જેટલી પ્રગતિઓ વધી રહી છે તેટલી જ મુશ્કેલીઓ વધી રહી છે.

મુશ્કેલીઓના આ યુગમાં જ્યારે કે કોઈ વ્યક્તિ મુશ્કેલીઓથી ખાલી નથી ત્યારે માનવીની મુશ્કેલીઓના ઉપાય માટે મૌલાના ઝુલ્ફકાર નકશબંદી દા. બ. એ વર્ણવેલા કેટલાક નુસ્ખાઓને આ કિતાબમાં એકત્રિત કરવામાં આવ્યા છે અને તેમાં કેટલીક દુઆઓને યોગ્ય સમજી તેમાં ઉમેરવામાં આવી છે.

હું એ લાયક તો ન હતો કે આ કિતાબનો અનુવાદ કરી શકું, પરંતુ મારો શોખ અને વાલિદ સાહબના ફરમાનથી અને અલ્લાહ તઆલાની તૌફિકથી જ આ કામ પાર પડયું. મારી ઈલ્મી ઉણપ અને અધૂરી સમજને લઈ હું નથી કહી શકતો કે મેં તેને સંપૂર્ણ રીતે કર્યું છે.

અલ્લાહનો લાખ લાખ શુક્ર છે કે તેણે મને કિતાબનો અનુવાદ પૂરો કરવાની તૌફિક આપી. અલહમ્દુલિલ્લાહ !

આ સમયે હું મારા મુહસિન મુશફિક વાલિદ મુફતી અબ્દુલહફીઝ સાહબને કેવી રીતે ભૂલી શકું ? કે તેમણે મને અનુવાદ માટે પ્રેરણા આપી અને મારા અનુવાદનું પ્રૂફ રિડિંગ કર્યું અને મારી ભૂલો સુધારી. અલ્લાહ તઆલા વાલિદે મુહતરમની ઝિંદગીને આફિયત સાથે લાંબી ફરમાવે અને કબુલિયત નસીબ ફરમાવી, આવવાવાળી દરેક મુશ્કેલીઓથી બચાવે, આફિયતોથી નવાઝે, આમીન.

સાથે સાથે અસાતિઝએ કિરામ અને દોસ્તો તેમજ ખૈરખ્વાહો, ભાઈ–બહેનો, નામી–અનામી હમદર્દોનો આભારી છું. અલ્લાહ તઆલા સૌને દારૈનમાં સારો બદલો આપે અને દરેક પ્રકારની મુશ્કેલીઓથી બચાવી કામિયાબી નસીબ કરે, આમીન.

બંદએ આજિઝ

હા. આસિમ અ. હફીઝ ગુફિરલહૂ

મુતઅલ્લિમ : દારુલ ઉલૂમ–સિતપોણ.

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ .

اَلْحَمْدُلِلّٰهِ وَكَفٰى وَسَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى ، اَمَّابَعْدُ ! فَاَعُوْذُ بِاللهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ، بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ .

يٰاَيُّهَا النَّاسُ اِنَّمَا بَغْيُكُمْ عَلٰى اَنْفُسِكُمْ. وَ قَالَ اللهُ تَعَالٰى فِىْ مَقَامٍ آخَرٍ. ظَهَرَ الْفَسَادُ فِى الْبَرِّ وَ الْبَحْرِ بِمَا كَسَبَتْ اَيْدِى النَّاسِ.

وَقَالَ اللهُ تَعَالٰى فِىْ مَقَامٍ آخَرٍ. وَلَوْ اَنَّ اَهْلَ الْقُرٰى اٰمَنُوْا وَاتَّقَوْا لَفَتَحْنَا عَلَيْهِمْ بَرَكَاتٍ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ.

سُبْحَانَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَ سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى آلِهٖ وَسَلِّمْ .

અલ્લાહ તઆલાની તા'રીફો–વખાણો અને મુહસિને ઈન્સાનિયત હ.ઝ. મુહમ્મદ મુસ્તફા (સ.અ.વ.) પર અને આપના કુટુંબીઓ પર દુરૂદો સલામ બાદ.

કુર્આની આયતોનો અનુવાદ નીચે મુજબ છે :

(૧) હે લોકો ! તમારી ગુનાહિત પ્રવૃત્તિઓની સજા તમને જ મળશે. એની સજા તમોએ જ ભોગવવી પડશે.

(૨) ધરતી અને દરિયામાં એટલે પૂરી સૃષ્ટિમાં તમારા જ આચરેલા ગુનાહોના લઈ ફસાદ ફેલાઈ ગયો છે.

(૩) જો કોઈ પણ વસ્તીના લોકો ઈમાન લાવી સારા કાર્યોમાં લાગી જાય, અલ્લાહ તઆલાથી ડરવા લાગે તો અમો આકાશ અને ધરતીની બરકતો ખોલી દઈએ.

(કુર્આન મજીદ)

**કમઝોર માણસ :-**

માણસ દુનિયામાં પાણીની જેમ આવે છે અને જ્યારે દુનિયાથી જાય છે તો હવાની જેમ એટલે કે માણસ બાપના વિર્યથી પૈદા થાય છે, એટલે પાણીની જેમ અને જ્યારે દુનિયાથી જાય છે તો રુહ નીકળે છે હવાની જેમ. બીજા શબ્દોમાં સમજી લો કે માણસની બુનિયાદ એટલી કમઝોર છે. દા. ત. પાણીનો પરપોટાનો કોઇ ભરોસો હોતો નથી કે તે ક્યારે ફૂટી જશે એવી જ રીતે માણસનો શું ભરોસો કે તેના બદનથી ક્યારે રુહ અલગ થઇ જાય.

**ઉજાલે અપની યાદોંકે હમારે સાથ રેહને દો,**
**ન જાને કિસ ગલીમેં ઝિંદગીકી શામ હો જાએ.**

**ઉમ્મીદોનુ ખૂન :-**

દુનિયામાં આવીને માણસ પોતાના સમયને ભૂલી જાય છે. તે તકબ્બુર (ઘમંડ)ને લઇ મોટી મોટી વાતો કરે છે. લાંબી લાંબી ઉમ્મીદોની ઇચ્છા કરે છે અને જ્યારે તેની ઇચ્છા પૂરી થતી નથી ત્યારે પરેશાન થાય છે.

**હજારો ખ્વાહિશેં ઐસી કે હર ખ્વાહિશ પે દમ નિકલે,**
**બહુત નિકલે મેરે અરમાન લેકિન ફીર ભી કમ નિકલે.**

જ્યારે તેણે બાંધેલી ઇચ્છાઓ પૂરી થતી નથી તો માણસ બેચેન થઇ જાય છે અને બેચેનીના કારણે એક એવી આગ તેની અંદરમાં લાગે છે જે તેની અંદર ને અંદર સળગતી રહે છે.

**માણસની સૌથી મોટી ઉમ્મીદ :-**

દરેક માણસ ચાહે છે કે મારી હાલત સુધરી જાય અને મારી

મુશ્કેલીઓ આસાન થઇ જાય. તેના માટે તે રાત–દિવસ કોશિશ કરે છે. દિવસે પણ કામ કરે છે અને જો મોકો મળે તો રાત્રે પણ કામ કરે છે. તેની કોશિશ હોય છે કે તેને સુકૂનની ઝિંદગી મળે અને મારી મુશ્કેલીઓ દૂર થઇ જાય. જાણવા મળે છે કે ઇઝ્ઝતની ઝિંદગી અને ખૂશીવાળી ઝિંદગીને મેળવવું દરેક માણસની ઇચ્છા હોય છે.

## મુશ્કેલીઓનું ચક્ર :-

હકીકત એ છે કે તમે કોઇ પણ માણસની ઝિંદગીને ખોલીને જોઇ લો તો તમને આ જ મુસીબતોમાં ઘેરાયેલો જોવા મળશે. મુશ્કેલીની થોડી વાત તો તમે છેડો પછી જુઓ કે સામેવાળો કોઇપણ માણસ પોતાની પરેશાનીઓની વિગત બતાવશે એવી રીતે કે તેનાથી વધુ દુનિયામાં કોઇ પરેશાન છે જ નહિ. એકને વધીને એક મુશ્કેલીઓ હોય છે એવી એવી ગમની વાતો સંભળાવશે.

તેમ છતાં માણસ એમ સમજે છે કે તેની ફલાણી મુસીબત દૂર થઇ જાય તો મુશ્કેલીઓ પૂરી થઇ જાય, પરંતુ આવું થતું નથી. ઇચ્છાઓ પૂરી થવા છતાં મુશ્કેલીઓ પૂરી થતી નથી અને મુશ્કેલીઓની રીત બદલાતી જાય છે.

## નાના છોકરાની મુશ્કેલીઓ :-

જો તમે કોઇ નાના બાળકને પૂછશો કે ભાઇ તારે કોઇ મુશ્કેલી છે ? તો તે કહેશે : હા, એક ઘણી મોટી મુશ્કેલી છે. બધા ઘરવાળા મારા પર દાદાગીરી કરે છે. બધા મને કામ સોંપે છે. હું રમતો હોઉં ત્યારે મને જબરદસ્તી કામે મોકલે છે. બસ, હું થોડો મોટો થઇ જાઉં તો પછી મારી ઉપર કોઇ રોપ નહિ જમાવે. હવે આ છોકરાની

વિચારવાની રીત મુજબ તેની મુશ્કેલીનો ઉકેલ થોડા મોટા થવામાં છે.

## જુવાનોની મુશ્કેલીઓ :-

તે છોકરો થોડો મોટો થઇ જાય અને જવાનીના ઉંબરે પહોંચી જાય પછી તમે તેને પૂછો કે બતાવ તને કોઇ મુશ્કેલી છે ? જવાબ આપશે : હા, જો મારી કોઇ સારી જગ્યાએ શાદી થઇ જાય તો મારી બધી મુશ્કેલીઓ દૂર થઇ જાય. તમે મારી વાતને સમજો કે મારા ઉપર શહવાની અને શયતાની વસવસાનો એટલો બધો અસર છે કે હું પઢવામાં દિલ નથી લગાવી શકતો.

**કિતાબ ખોલ કે બૈઠું તો આંખ રોતી હૈ,**
**વરક વરક તેરા ચહેરા દિખાઈ દેતા હૈ.**

તેની હાલત એ છે કે મારી કોઇ ખૂબસૂરત છોકરી સાથે શાદી થઇ જાય તો તેની મુશ્કેલીઓનો અંત આવી જાય. ચાલો, ખૂબસૂરત છોકરી સાથે તેના નિકાહ થઇ ગયા. પછી.....

## અવલાદ માટેની મુશ્કેલીઓ :-

હવે તે નવજુવાનથી પૂછો કે તેને કોઇ મુશ્કેલી છે ? તે જવાબ આપશે : હાં, બસ દુઆ કરો કે અલ્લાહ તઆલા નેક અને સાલેહ અવલાદ નસીબ કરે. મારી શાદીને પાંચ વર્ષ પૂરા થઇ ગયા, પરંતુ હજુ સુધી બાળકની પૈદાઇશ થતી નથી. મારી મા પણ પરેશાન છે. મેં ચેક–અપ કરાવી લીધું છે અને બીવીનું પણ ગાયનેકોલજિસ્ટ (Gynaecologist) (સ્ત્રી રોગ નિષ્ણાંત) થી ચેક–અપ કરાવી લીધું છે. બધા ટેસ્ટ બરાબર છે. ડોક્ટર કહે છે કે આ મામલો અલ્લાહ તરફથી

છે. મારી બીવી હંમેશા રડયા કરે છે. જો બાળક પૈદા થઇ જાય તો પરેશાની દૂર થઇ જાય.

એક માણસ કે તે કોઇ ફેકટરીમાં એન્જિનિયર હતાં અને તેની ઔરત કોઇ સ્કૂલમાં પ્રિન્સીપાલ હતી. બન્ને કમાવવાવાળા હતા. બન્ને પાસે એટલા પૈસા હતા કે કોઇ માણસ એમના ખજાનામાં જતો રહે તો તેને નીકળવાનું દિલ ન થાય. આટલું બધું હોવા છતાં પણ મીયાં–બીવી પરેશાન હતા. કોઇકે પૂછયું કે તમે કેમ પરેશાન છો ? જવાબ આપ્યો : અમારી અવલાદ નથી. માલ પણ છે, હોદ્દો પણ છે, ખૂબસૂરતી પણ છે, ખાવા–પીવાની દરેક વસ્તુ છે, પરંતુ સુકૂન અને આરામ નથી. કદાચ જો અમારી અવલાદ થઇ જાય તો અમારી મુશ્કેલીઓ દૂર થઇ જાય.

## નાલાયક અવલાદની મુશ્કેલીઓ :-

સમજી લ્યો કે તે મીયાં–બીવીને અવલાદ થઇ ગઇ. છોકરા પણ છે અને છોકરીઓ પણ છે. એટલે કે બાગમાં ફૂલ ખીલેલા છે. તે વખતે તમે પૂછો કે ભાઇ તમને કોઇ મુશ્કેલી છે ? જવાબ મળશે : હા, દુઆ કરો કે અલ્લાહે અવલાદ તો આપી છે, પરંતુ તે ઘણી શરારતી અને જિદ્દી છે. દરેક સમયે રમ્યા કરે છે. ભણવામાં બિલકુલ ધ્યાન આપતા નથી. એક છોકરો બીજાઓથી થોડો કમઝોર છે. સ્કૂલ જવા માટે તૈયાર નથી થતો. ડોકટરનો પણ ચેક–અપ કરાવ્યો. તે કહે છે કે સ્પેશ્યલ એજ્યુકેશનવાળી સ્કૂલમાં મોકલો, છોકરાની ઝિંદગીનો સવાલ છે. ખૂબ જ મુશ્કેલીઓમાં છું. દુઆ કરો કે આ મુશ્કેલી હલ થઇ જાય તો સુકૂન મળે.

## છોકરાઓની નોકરીની પરેશાનીઓ :-

માની લો કે બધા છોકરાઓ ભણીને જુવાન થઇ ગયા, પરંતુ

બાપ હજુ પણ પરેશાનીઓમાં છે. જો તમે કોઈ કારણ પૂછો તો જવાબ મળશે. છોકરો બે વર્ષથી નોકરીની શોધમાં છે. કોઈ પણ જગ્યાએ નોકરી નથી મળતી. તે કારણથી બાપ પરેશાન ફરી રહ્યો છે. શું કરું ? છોકરાઓને આટલા વર્ષ ભણાવ્યા પણ કોઈ નોકરી નથી મળતી. કોઈ વખતે એમ જાઓ તો કોઈ વખતે તેમ જાઓ. કંઈ પણ કામ મળતું નથી. ચાલો માની લો કે નોકરી પણ મળી ગઈ.

## છોકરાઓ માટે શાદીની મુશ્કેલીઓ :-

હવે તમે પૂછો કે તમને કોઈ મુશ્કેલી છે. તેઓ જવાબ આપશે. હા, છોકરાઓ માટે સારી રિશ્તેદારી ઢૂંઢી રહ્યો છું. દુઆ કરો કે કોઈ સારી છોકરી મળી જાય. મેં કેટલાક લોકોને જોયા કે તેઓ એટલા માટે પરેશાન છે કે છોકરાની શાદી નથી થતી અને કેટલાક એટલા માટે પરેશાન છે કે છોકરીઓની શાદી નથી થતી. જે માણસના ઘેર જુવાન છોકરી હોઈ અને તેની સગાઈ ન થતી હોય તો તેના દિલ પર શું વિતતી હશે ?

એક માણસ મારી પાસે આવ્યો, જે ઘણો માલદાર હતો. હું લાખોની વાત નથી કરતો. તે તો એટલો માલદાર માણસ હતો કે એક પાર્ટી પાસે ૩૨ લાખ રૂપિયા લેવાના હતા. તે મળી રહ્યા ન હતા. તે કહેતો હતો કે તે તો ક્યારે પણ મળી જશે.

આટલો માલદાર માણસ એક દિવસ મારી પાસે આવીને રડી પડયો. કહેવા લાગ્યો કે મારી એક છોકરી છે, તે ભણેલી છે. આટલો બધો માલ છે તેમ છતાં મારી દીકરીની સગાઈ નથી થતી. શકલ અને સૂરત તો અલ્લાહે બનાવી છે. તમે મને કહો કે હું શું કરું ? તે છોકરી છે. હું જાતે તો તેને કોઈના ઘેર છોડી નથી શકતો. કોઈ

સામેથી તો મારા ઘેર આવશે ને ? તે માણસ તકલીફમાં હતો. રડી રહ્યો હતો. કહેતો હતો કે છોકરીની ઉંમર વધી રહી છે. રિશ્તા આવે છે પણ એમ જ ચાલ્યા જાય છે. કેટલાક અમને ગમે છે તો સામેવાળાને નથી ગમતા. કેટલાક અમને નથી ગમતા. મારી દીકરીની જેટલી સહેલી હતી બધાની શાદી થઇ ગઇ. હવે મારી છોકરી ડિપ્રેશનની દર્દી બની રહી છે. હંમેશા બિસ્તર પર સૂઇ રહે છે. કોઇની સાથે વાત પણ નથી કરતી. દુઆ કરો કે છોકરીની કોઇ સારી જગ્યાએ શાદી થઇ જાય.

## સાસૂની મુશ્કેલીઓ :-

ચાલો, એ પણ માની લો કે તે છોકરીની શાદી થઇ ગઇ. હવે પૂછો શું હાલ છે ? જવાબ મળશે. શું કરીએ મારી છોકરીની સાસુ સારી નથી અને છોકરાને વહુ સારી મળી નથી. અમે બન્ને મીયાં–બીવી બન્ને બાળકો તરફથી ખૂબ જ પરેશાનીમાં છે. મારી છોકરીની સાસૂએ તો તેનું જીવવાનું હરામ કરી દીધું છે અને વહુ એ તો અમારા નાકમાં દમ કરી દીધો છે. અંદરનો ગમ તો કોને બતાવીએ. માણસ પોતાનું દુઃખ તો સહન કરે છે, પરંતુ અવલાદનું દુઃખ નથી જોઇ શકતા. અમને શું ખબર હતી કે વૃદ્ધાવસ્થામાં અમારે આવા ગમો સહેવા પડશે.

## દરેક માણસ પરેશાનીઓમાં :-

જાણવા મળ્યું કે મુશ્કેલીઓ તો બદલાતી રહે છે. મુશ્કેલીઓ પૂરી થતી નથી. પહેલાં એક મુશ્કેલી આવી પછી બીજી પછી ત્રીજી એવી રીતે એક પછી એક મુશ્કેલીઓ આવ્યા જ કરે છે. કોઇ કવિએ કહ્યું છે :

દરી દુન્યા કસે બે ગમ ન બાશદ
અગર બાશદ બની આદમ ન બાશદ.

અર્થ : આ દુનિયામાં કોઇ પણ માણસ બેફિકર નથી. જો હોય તો ઇન્સાન નથી. તો દરેક માણસની મુશ્કેલીઓ અલગ અલગ છે. તેમ છતાં દરેક માણસ ચાહે છે કે તેની મુશ્કેલીઓ પૂરી થઇ જાય.

## મુશ્કેલીઓનો ઉકેલ :-

હવે તેનો કોઇ ને કોઇ ઉકેલ હોવો જોઇએ કે જેનાથી હાલત સુધરી જાય, મુશ્કેલીઓ ખતમ થઇ જાય, જે માણસના દિમાગમાં રોજ તકલીફ પહોંચતી રહે છે અથવા માણસના દિલમાં હંમેશા એક ડર, ભય, ખૌફ અને બીકનો અસર રહે છે તે દૂર થઇ જાય. આજના દરેક માણસના દિલમાં આ એક સવાલ જોવા મળશે કે તેની મુશ્કેલીઓનો કોઇને કોઇ ઉપાય હોવો જોઇએ. આવો આપણે સંશોધન કરીએ કે શું માણસની મુશ્કેલીઓનો ઉકેલ માલો-દૌલત અને વધારે ચીઝોનું હોવું એમાં છે ?

## માલની કદ્રો-કિમત :-

રોજના હાલાતથી બુધ્ધિ કહે છે કે દુનિયામાં દૌલત મળવાથી હાલત સુધરી જાય છે. જો ધ્યાનથી જોવામાં આવે તો પૈસા અને માલવાળાની મુશ્કેલીઓ દૂર થતી નથી. વસ્તુનું હોવું એક વાત છે અને રાહતનું હોવું એ અલગ વાત છે. માલવાળાઓ પાસે વસ્તુઓ અને સાધનો તો છે પણ રાહત હોતી નથી. દિલોમાં ચેન હોતું નથી. માલ હોવાને લઇને રાહત મળતી તો દુનિયામાં સૌથી વધુ ચેનવાળો માણસ કારૂન હોઇ શકત. હુકૂમતથી સુકૂન મળતુ હોત તો સૌથી વધુ ચેનવાળો માણસ ફિરઔન હોઇ શકત, પરંતુ આવુ

નથી. માલ અને પૈસા હોવા છતાં લોકો પરેશાનીઓમાં છે. તેમના દિલો મુત્મઈન નથી હોતા.

યાદ રાખો કે માલથી દરેક કામ થતુ નથી. માલથી માણસ આંખ ખરીદી શકે છે, પરંતુ રોશની નથી હાસિલ કરી શકતો. માલથી માણસ કિતાબો તો ખરીદી શકે છે પણ ઇલ્મ નથી ખરીદી શકતો. માલથી માણસ સારા કપડા તો ખરીદી શકે છે, પરંતુ ખૂબસૂરતી નથી ખરીદી શકતો. માલથી માણસ દવા ખરીદી શકે છે, પરંતુ શિફા નથી ખરીદી શકતો. માલથી માણસ સારો બિસ્તર તો ખરીદી શકે છે પણ મીઠી ઉંઘ સૂઇ નથી શકતો. માલથી જે ઇઝઝત મળે છે તે થોડા સમય માટે મળે છે. સવારે તખ્ત પર હોય છે તો સાંજે રોડ પર હોય છે. રાત્રે વઝીર હોય છે તો સવારે કૈદી. રાત્રે મુખ્યમંત્રી તો સવારે દેશનિકાલ હોય છે. રાત્રે અમીર અને સવારે ફકીર. માલથી મળવાવાળી આવી ઇઝઝતનો શું ફાયદો ?

દરેક કામ માલથી નથી થતુ. આ એક વાત સમજવાની જરૂરત છે કે માલથી કામ બને છે અથવા અમલથી. જેણે આ સમજી લીધુ તેના માટે ઝિંદગી આસાન થઇ ગઇ. તેની બધી મુશ્કેલીઓ આસાન થઇ ગઇ. આ એક નાની વાત છે. દિલમાં ઉતરી જાય તો આખી ઝિંદગી સુકૂનવાળી થઇ જાય.

**ન દુન્યાસે ન દૌલતસે ન ઘર આબાદ કરનેસે,**
**તસલ્લી દિલકો હોતી હૈ ખુદાકો યાદ કરનેસે.**

## પરેશાન હાલ લોકો :-

જોવામાં આવ્યું છે કે આજે જેટલા લોકો માલદાર છે તેટલા જ પરેશાન છે. માલદારો અને અમીરોના અંદરના હાલાત અમારા જેવા

ફકીરોથી પૂછો. જેમની સામે આવીને તે પોતાની હકીકતોનું વર્ણન કરે છે. જાણી લો કે ગરીબ માણસ પણ આટલો મુશ્કેલીઓમાં નહિ હોય. તે તો ધીરજની કેટલીક વાતો પણ કરી લે છે, પરંતુ અમીરો પાસે તો ધિરજનું કોઇ વાક્ય હોતું નથી.

જે લોકોને તમે મોટા કહો છો તેઓ બીચારા અંદરથી ખૂબ જ નાના હોય છે. માલના વધુ હોવાના કારણે માણસ મોટો નથી હોતો. લોકો તેમને એટલા માટે મોટા કહે છે કે તેમના દિલમાં દુનિયાની મોટાઇ છે. એટલા માટે જેના પાસે દુનિયા વધારે હોય છે તેને મોટો કહી દે છે. આ લોકો મોટા નથી હોતા, પરંતુ તેઓ ભારે બોજવાળા હોય છે. એમના માથા પર ઘણી મુશ્કેલીઓ હોય છે. એમને રાત્રે ઉંઘ પણ નથી આવતી. ફકીર આવા લોકોને જાણે છે, જ્યાં ઘરનો દરેક માણસ કમાય છે. તેમ છતાં તેઓ કહે છે પૈસા આવે છે પણ વધુ અને ખર્ચ પણ વધુ થાય છે. અમે લોકો ખૂબ જ પરેશાન રહીએ છીએ.

### મિલ માલિકની મુશ્કેલી :-

મારા ઉપર એક વખતે રાત્રે ત્રણ વાગ્યે ફોન આવ્યો, જેની લગભગ પંદર ફેક્ટરીઓ હશે. કહેવા લાગ્યો હું ખૂબ પરેશાન છું. દુઆ કરો. મેં કહ્યું : તમે આ વખતે કેમ ફોન કર્યો ? કહેવા લાગ્યો : હું ખૂબ જ પરેશાન હાલતમાં બેઠેલો છું. મેં વિચાર્યું કે તમને ફોન કરું કે તમે આ સમયે ઉઠયા હશો. એટલા માટે તમે આ સમયે મારા માટે દુઆ કરો કે અલ્લાહ મારી મુશ્કેલીઓને દૂર કરે અને ફકીર ચટાઇ પર બેઠો હતો. ફકીરે દિલમાં કહ્યું, વાહ અલ્લાહ ! આ ચટાઇ પર બેસવાવાળાઓને તેં ચેન આપ્યું છે અને આરામથી તારી યાદમાં બેઠેલા છે. જ્યારે કે તેં મિલ માલિકના દિલમાં આવી પરેશાની નાખી

છે કે રાત્રે ત્રણ વાગ્યે ફોન કરીને કહી રહ્યો છે. દુઆ કરો અલ્લાહ અમારી પરેશાનીઓને દૂર કરે.

## ખર્ચ પૂરો થતો નથી :-

એક વખતે એક ઘણી મોટી ફેક્ટરીનો જનરલ મેનેજર મારી પાસે આવ્યો અને પોતાનો હાલ કહેવા લાગ્યો. બંગલો માલિકોએ લઈને આપ્યો છે. બે ગાડીઓ માલિકોએ લઈને આપી છે. એક મારા માટે અને બીજી ફેમિલીના ઉપયોગ માટે. મારા નોકર–ચાકર અને સિક્યુરિટી વગેરે માલિકોએ લઈને આપ્યા છે. મેડીકલ ખર્ચ મારો અને મારી ફેમિલીનો માલિકો આપે છે અને મારો પગાર ૭૫,૦૦૦ રૂપિયા છે. અમે ઘરના પાંચ સભ્યો છે. કહીને તે મારી સામે રડવા લાગ્યો અને કહેતો હતો કે ખૂબ મુશ્કેલીઓમાં છું. ખર્ચ પુરો થતો નથી. શું આ વિચારવા જેવી વાત નથી કે આટલી બધી સહુલત હોવા છતાં પાંચ માણસનો ખર્ચ ૭૫,૦૦૦ માં પણ પૂરો થતો નથી.

## એક સ્ત્રીની પરેશાની :-

એક વખતે ફૈસલાબાદથી એક સ્ત્રી મારા પાસે આવી હતી. ફકીરની અહલિયા સાહિબાએ કહ્યું કે આની વાત જરૂરથી સાંભળશો. આ બિચારી જ્યારની આવી છે ત્યારની રડી રહી છે. ફકીરે એને સમય આપ્યો. તે પડદા પાછળ બેસીને વાત કરવા લાગી.

કહેતી હતી : મારો પતિ મોટી ફેકટરીનો માલિક છે. માલદાર માણસ છે. શાદીને સાત–આઠ વર્ષમાં અમારી કોઈ પણ અવલાદ નથી, પરંતુ આ વાતનો તો અમને કોઇ ગમ નથી, કારણ કે મારો પતિ મારી સાથે ખૂશીની ઝિંદગી વિતાવી રહ્યો છે. અમને બન્નેને અવલાદ ન હોવાની તકલીફ નથી. કિસ્મતમાં હશે તો થઇ જશે.

નહિ તો અલ્લાહની મરજી. પતિ મને ખૂબ ચાહે છે. મુહબ્બતવાળી ઝિંદગી ગુઝારીએ છીએં. ઘરના બધા ખર્ચની ઝિમ્મેદારી પતિએ લીધી છે. નોકરનો ખર્ચ, રસોઇયનો ખર્ચ, ગાર્ડનનો ખર્ચ, માલીનો ખર્ચ આ તમામ ખર્ચ મારો પતિ કરે છે. જેટલા ઘરમાં બિલ આવે છે, જેવી રીતે ટેલિફોન બિલ, લાઇટ બિલ, ગેસ વગેરેનું બિલ મારો પતિ ચૂકવે છે. ગાડીઓ પણ છે. ડ્રાઇવર પણ છે, કારો પણ છે, ખાવા–પીવાની દરેક વસ્તુ છે. એમ તો અલ્લાહ તઆલાએ ઝિંદગીમાં ઘણી જ સહુલતો આપી છે.

મારી પરેશાની એ છે કે મારો પતિ મારા પોતાના ખર્ચ માટે પ્રત્યેક મહિને ૫૦,૦૦૦ રૂપિયા આપે છે, જેનાથી મારો ખર્ચ પૂર્ણ થતો નથી. આ કહીને તે સ્ત્રી રડવા લાગી અને કહેવા લાગી કે મારાથી વધુ પરેશાન કોઇ નહી હોય. તે એવી રડી રહી હતી કે જેવી રીતે કોઇના મોત પર રડવામાં આવે છે.

ફકીરે તેને વાત સમજાવી કે તે પોતાની ઝિંદગી શરીઅતના પ્રમાણે બનાવી લે તો આપના માલમાં બરકત થશે. આ જ માલ બધી જરૂરતોને પૂરી કરી દેશે અને જો બરકત ન થઇ તો એક લાખ પણ મળે તો પણ પરેશાની દૂર નહી થાય. અલહમ્દુ લિલ્લાહ તે સ્ત્રીએ પ્રતિજ્ઞા કરી કે ગફલતવાળી ઝિંદગીથી તૌબા કરીને સારા આમાલ–કર્મોવાળી ઝિંદગી ગુજારશે. ફકીરે તેને બૈઅત કરી લીધી અને મુરાકબો (ધ્યાન) વગેરેની તાકીદ કરી.

ત્રણ મહિના પછી તે સ્ત્રીનો ફોન આવ્યો. તે કહેતી હતી કે મેં શરઇ પરદો શુરૂઅ કરી દીધો છે અને દરરોજ પાંચ વખતની નમાઝ પઢું છું. ઝિક્ર અને મુરાકબો પણ કરતી રહું છું. અલહમ્દુ લિલ્લાહ

મારો ખર્ચ પંદર હજાર રૂપિયામાં પૂરો થઇ જાય છે અને જે રકમ વધે છે તે ગરીબો, યતીમો અને વિધવાઓ પર ખર્ચ કરૂં છું.

## યુરોપવાળાઓની મુશ્કેલીઓ :-

એવો ખતરનાક સમય આવી ગયો છે કે મુસલમાનોને જોવામાં આવે તો તે પણ મુશ્કેલીઓમાં અને યુરોપવાળાઓને જોવામાં આવે તો તે પણ મુશ્કેલીઓમાં, પરંતુ મુશ્કેલીઓની રીત અલગ અલગ છે. યુરોપવાળા પરેશાન છે. તેમના અખલાક અને કારનામાને લઇ જ્યારે મુસલમાનો પરેશાન છે. પોતાની આર્થિક હાલતને લઇ.

સ્વીડન દુનિયાનો એક વિકસિત દેશ છે. તેમની પાસે એટલી દૌલત છે કે તેમનું બજેટ નફાવાળુ હોય છે, જ્યારે આપણા દેશનું બજેટ નુકસાનવાળુ હોય છે. અમે વિચારીએ છીએ પૈસા આવશે ક્યાંથી ? તેઓ વિચારે છે પૈસો ખર્ચ કરીશું ક્યાં ? તે જાતે જ કહે છે કે બધા લોકો કામ કરવાનું છોડી દે અને જેવી રીતે અમુક લોકો આરામથી સમય વિતાવે છે. તેઓ પણ વિતાવતા રહે. તો સરકાર તેમને ૬ વર્ષ સુધી ઘર બેઠા ખવડાવી શકે છે. સ્વીડનમાં જેની પાસે નોકરી નથી તેમને દર મહિને ૨૦૦૦ કરોના મળે છે. ઘર ન હોય તો સોશિયલ સિક્યુરિટીવાળા ઘર લઇને આપે છે. બીમાર થઇ જાય તો તેનો મફત ઈલાજ કરાવે છે. હવે એમની ખાવા–પીવાની, કપડાની, રહેવાની મુશ્કેલીઓનો ઉકેલ થઇ ગયો છે. એના પછી માણસની એક સેક્સ લાઇફ રહી ગઇ. તો તેના માટે જ્યાં સુધા સેક્સ સંબધી સવાલ છે તો તે દેશ તેના માટે આઝાદ છે. કોણ કોની સાથે રહે છે ? ક્યાં રહે છે ? કેમ રહે છે ? કોઇને તેનાથી કોઇ મતલબ નથી. તેથી તેમની આ મુશ્કેલીનો પણ ઉકેલ આવી ગયો. હવે તેમના માટે દેખાવની રીતે કોઇ પણ મુશ્કેલી નથી, પરંતુ આ

એક ખાસ હકીકત છે કે સ્વીડનને દુનિયાનો સૌથી વધુ આત્મહત્યા કરનારાઓનો દેશ ગણવામાં આવે છે. ત્યાં ૭0% સ્ત્રીઓને તલાક થઇ જાય છે. તમે પોતે વિચારી લ્યો કે ત્યાંના લોકો કેવી મુશ્કેલીમાં ઝિંદગી ગુજારતા હશે ?

## કાફિરોને ખુદાની યાદ આવી :-

એક વખત ફકીર અમેરિકાનું રાજય કેલિફોર્નિયામાં જઇ રહ્યો હતો. એક એન્જિનિયર સાહબ ગાડી ચલાવી રહ્યા હતા, જેમની ત્યાં પોતાની એક કંપની છે. મેં જોયું કે ખૂબ જ મોટું બોર્ડ લગાવેલું હતું. તેના પર લખેલુ હતું. oh God ! મેં બોર્ડ જોયું તો હેરાન થઇ ગયો. ખબર ન હતી કે તે કોણે લખ્યું ? આગળના ચોક પર ગયા ત્યાં પણ આવું જ બોર્ડ હતું. આ શહેરનું નામ લોસ એન્જલસ છે, જે કેલિફોર્નિયાની રાજધાની છે. મોટા મોટા ફિલ્મ સ્ટાર અને સુપર સ્ટાર આ રાજધાનીમાં રહે છે. ત્યાંનો ગ્રેએરયોપૂરી દુનિયામાં મશહૂર છે. ત્યાં બીજા ચોક પર પણ oh God ! (એ અલ્લાહ) લખ્યું હતું. હું ઘણો પરેશાન થઇ ગયો. ફકીર તો થોડુ અંગ્રેજી ભણેલો હતો. એટલે તેના અર્થ સમજી ગયો. તો પણ મને થયું કે અહિંયાના સ્થાયી માણસને પૂછવું જોઇએ. મેં પૂછયું કે એ ભાઇ આ શું લખ્યું છે ? કહેવા લાગ્યા : oh God ! (એ અલ્લાહ) લખેલું છે. મેં પૂછયું કે આ કોણે લખ્યું ? કહ્યું : સરકારે લખાવ્યું છે. મેં જરા પરેશાન થઇ અને અચંબાથી પૂછયું : સરકારે લખાવ્યું ? કહ્યું, તમને એના કારણની ખબર નથી ? ફકીરે કહ્યું કે મને તો નથી ખબર ! !

કહેવા લાગ્યો : ૧૭–૧–૧૯૯૪ રાત્રે ત્રણ ચાર વાગ્યાના દરમિયાન કેલિફોર્નિયામાં એક ધરતીકંપ થયો. તે એટલો ખતરનાક હતો કે જે લોકો પથારી પર સૂતેલા હતા તે જમીન પર પડી ગયા.

તેણે કહ્યું કે હું જ્યારે ઉઠયો ત્યારે હું પણ જમીન પર હતો. મારી પત્ની ઉઠી. તે પણ જમીન પંર હતી. મેં લગભગ ચાળીસથી વધારે માણસોને પૂછયું હશે. તો તેમણે પણ કહ્યું હતું કે તેઓ પણ જમીન પરથી ઉઠયા હતા. અમને કોઇ પણ માણસ એવો ન મળ્યો કે જે પથારી પરથી ઉઠયો હોય. એવું લાગતું હતું કે બધાને ઉંચકીને કોઈએ જમીન પર નાખી દીધા છે. ઘણું જ માલી નુકસાન થયું. લોકોએ સરકાર પર આરોપ લગાવ્યો કે તેઓ કહે છે તે ચાંદ પર ઉડતી માખીનો પણ ફોટો પાડી શકે છે તો તમને એ પણ ખબર ન પડી કે પગની નીચે શું થઇ રહ્યું છે ? સરકારે માફી માંગી. સરકારે કહ્યું કે અમને ખબર હતી કે એક ધરતીકંપ આવવાનો છે પણ તેને આવવાની શક્યતા ખૂબ જ ઓછી હતી. તેને આવવાની શક્યતા ૧૦૦ માંથી એક ટકો પરંતુ ૬૦૦૦ માંથી એક ટકો એટલે ૫૯૯૯ ટકા શકયતા હતી કે ધરતીકંપ નહિ આવે. એટલે એન્જિનિયરોએ તારણ કાઢયું કે જ્યારે એક ટકો ઉમ્મીદ હોય તો ધરતીકંપ નથી આવતો, તો ૬૦૦૦ માંથી એક ટકો સંભાવના છે તો તે ક્યાં આવવાનો છે. એટલે બધા બેફિકર થઇ ગયા.

જે ધરતીકંપ તેઓ સમજતા હતા કે કયારેય નહી આવે તે આવી ગયો. અને ગજબની વાત તો એ છે કે ધરતીકંપનું મુખ્ય બિંદુ જમીનની સપાટીથી ૯ કિ.મી. નીચે હતું. તેણે જમીન પર એટલી બધી બરબાદી મચાવી કે જો ૧ કિ.મી.ના અંતરે હોત તો તે કેવી તબાહી મચાવી હોત, પરંતુ તેણે એટલી તબાહી મચાવી કે જમીનમાં એક તિરાડ પાડી. ફકીરે તે તિરાડને આંખોથી જોઈ. જમીનનો એક ભાગ અહિંયા તો બીજો ભાગ ત્યાં. જોવાવાળાને જમીનમાં તિરાડો પડેલી દેખાઇ. હજુ પણ ત્યાં એક મોટો ધરતીકંપ આવવાની શકયતા

છે. તેને આવવાની શકયતા ખૂબ જ છે. તેનું નામ Big One રાખ્યું છે. એટલે એક મોટુ. આ ધરતીકંપ જયારે થશે તો એન્જિનીયરો કહે છે કે લોસ એન્જલસનું શહેર કે જયાં હોલીવુડના ફિલ્મ સ્ટારો રહે છે. આ બધું જ દરિયામાં ડૂબી જશે. એન્જિનીયરોના કહેવાથી કેટલાક લોકો બીકથી ચાલ્યા ગયા. આ ધરતીકંપ જ્યાં આવ્યો હતો તેના ખાસ બિંદુથી ૨૫ મીટર દૂર એક મસ્જિદ હતી. તેને એક ઈંટનું પણ નુકસાન થયું નથી અને ૫૦ મીટર દૂર મોટી મોટી બિલ્ડીંગો જમીન પર ધરાશયી થઇ ગઇ.

પછી એક અચંબા મૂકી દે તેવી વાત જોવામાં આવી કે બધી બિલ્ડીંગો આ ધરતીકંપથી નથી પડી ગઇ. થોડી રહેવાની ઈમારતો પડી, બીજી સરકારી ઈમારતો પડી ગઇ. અમેરિકામાં એક કાયદો છે કે રહેવાવાળી ઈમારતોને ૨૦–૩૦ વર્ષ પછી તોડીને નવી બનાવવી. દર વીસ કે ત્રીસ વર્ષ પછી બિલ્ડીંગને તોડીને નવી બનાવવામાં આવે છે. તે ઈમારત કેટલીય સારી કેમ ન હોય. કેટલીક બિલ્ડીંગોને આખી ઝિંદગી માટે પ્લાનીંગ કરવામાં આવે છે, જેને long life Digain કહેવામાં આવે છે. દા. ત. પોલીસ સ્ટેશન, ફાયર બ્રિગેડ, હાઈવેના મોટા મોટા પુલ વગેરે. ઈમરજન્સી હાલાતને પહોંચી વળવા માટે તેને મજબૂત બનાવવામાં આવે છે. ખતરનાક ધરતીકંપ, તોફાનથી બચવા માટે તેને અતિ મજબૂત બનાવવામાં આવે છે. તેના પર તેના ખાસ ખર્ચથી સાત ઘણો ખર્ચ કરી બનાવવામાં આવે છે. વિચારમાં નાખી દે તેવી વાત તો એ છે કે આ ધરતીકંપમાં આટલી મજબૂત ઈમારતો પોલીસ સ્ટેશન, દવાખાના મોટા મોટા હાઈવેના પુલો કે જે ધરતીકંપથી એવી રીતે તૂટી ગયા જેમ કે બાળક કાગળને ફાંડી ફેંકી દે છે. આ ધરતીકંપથી

સરકાર ઘણી પરેશાન થઇ. જ્યારે નુકસાનનો અંદાજ કાઢવામાં આવ્યો તો તે ૩૦ મીલીયન ડોલર હતો. અહિંયા રહેવાવાળા લોકો કહે છે કે અમેરિકાને કુવૈતની જંગમાં અરબોથી જે નફો કમાયો હતો તે ૩૦ મીલીયન ડોલર હતો. એનાથી પણ વધુ અચંબાવાળી વાત તો એ છે કે બગદાદના રહેવાસીઓ પર બોંબમારો કરવામાં આવ્યો હતો. તે બે વર્ષ પહેલાં ૧૭ જાન્યુઆરીએ રાત્રે ત્રણ ચાર વાગ્યાનો સમય હતો.

**અદલ વ ઈન્સાફ ફક્ત હશર પર મોકૂફ નહી,**
**ઝિંદગી ખુદ ભી ગુનાહોંકી સજા દેતી હૈ.**

આ વાતને હજુ થોડા દિવસ થયા હતા અને મસ્સી પસ્સી દરિયામાં તોફાન આવ્યું. તોફાન પણ અજીબ હતું. સરકારે દરિયાઇ સપાટીથી ૪૫ ફૂટ ઉંચા પુલ બનાવ્યા હતા, પરંતુ જ્યારે દરિયામાં તોફાન આવ્યું તો બધા રેકોર્ડ તોડી દરિયાઇ સપાટી ૫૪ ફૂટ થઇ ગઇ. પુલ ઉપરથી ૯ ફૂટ પાણી વહી રહ્યું હતું. સાત રાજ્યોમાં પાણી ફેલાઇ ગયું. નુકસાનનો અંદાજો કાઢવામાં આવ્યો તો ૨૦ મીલીયન ડોલર હતો. સૌથી મોટી મુશ્કેલીઓ આવી પડી. સૌથી પહેલાં ધરતીકંપમાં ૩૦ મીલીયન ડોલરનું નુકસાન થયું અને પછી દરિયાઇ તોફાનમાં ૨૦ મીલીયન ડોલરનું નુકસાન થયું.

હજુ તો લોકોના આંસુ બંધ થયા ન હતા અને ટેક્સાસ રાજ્યમાં હવાની આંધીઓ આવી. તે હવા એવી હતી કે હવાનું એક ગોળ ચક્કર હોય છે તે એટલુ ખતરનાક હતું કે તેનું વર્તુળ ૧૫૦ કિ.મી. નું હતું. એટલે કે તે જમીનના જે ભાગ પર ફરી રહ્યું હતું તેનો ઘેરાવો ૧૫૦ કિ.મી.નો હતો. તે એટલો ખતરનાક હતો કે તેણે એક કારને એક બાજુથી ઉઠાવીને ૧૫૦ કિ.મી. દૂર ફેંકી દીધી.

વૈજ્ઞાનિકોએ તેનો અંદાજો લગાવ્યો. તેઓએ કહ્યું કે કોઇ જગ્યાએ ૫૦૦ નાઇટ્રોજન બૉંબ ફેંકવામાં આવે તો જેટલા તેના ધમાકાના અવાજમાં તાકાત હોય છે તેનાથી પણ વધુ આ સાઇક્લોનમાં તાકાત હતી. આ તોફાને ઘરોની છતોને ઉડાડી દીધી. નુકસાન ૧૦ મીલીયન ડોલર થયું.

કુલ નુકસાન ૬૦ મીલીયન ડોલર થયું. આ ગણતરી તો ત્યાંના રહેવાસી લોકોની છે. સાચી વાત તો અલ્લાહ જાણે છે. દેશના પ્રધાને લોકોને કહ્યું કે એવુ લાગે છે કે Mother Nature (કુદરત) આપણાથી નારાજ છે. એટલે હું ચર્ચવાળાઓથી અરજ કરૂં છું કે તે પોતાના સન્ડે પ્રાર્થનામાં દેશ માટે દુઆ કરે, જ્યારે રાષ્ટ્રપતિએ આ અરજી કરી તો બીજા દિવસે કાઉન્ટીવાળાઓએ ચર્ચવાળાઓને પૂછયું કે રાષ્ટ્રપતિએ આ આ પ્રસ્તાવ કર્યો છે. હવે તમે કહો કે શું કરવું જોઇએ. ચર્ચવાળાઓએ કહ્યું : કે લોકો અલ્લાહને ભૂલી ગયા છે. તેમને અલ્લાહની યાદ અપાવવી જરૂરી છે. એમને પૂછવામાં આવ્યું કે તેની કઇ રીત છે. ચર્ચવાળાઓએ કહ્યું : કે એવું કરવામાં આવે કે મોટા મોટા બોર્ડ બનાવીને તેના પર Oh God લખવામાં આવે અને ખાસ ખાસ જગ્યાઓ પર મૂકવામાં આવે તો લોકોને અલ્લાહની યાદ આવે. આ ભેદ હતો તે બોર્ડ પર લખવાનો. મેં આ સાંભળીને કહ્યું, અલ્લાહ તઆલા જ્યારે નારાજ થાય છે તો મોટા મોટા લોકોને ફેંકી દે છે. પછી દુનિયાની સુપર પાવર તાકાત પણ બોલી ઉઠે છે 'હે અલ્લાહ !'

**આ'માલનો અસર :-**

જો આપણે પોતાની રીતે પોતાના આ'માલને સુધારીએ તો

અલ્લાહ તઆલા આપણા કામોને પોતાની રીતે સુધારશે અને જો આપણે સાથે મળીને લોકોના આ'માલને સુધારીશું તો અલ્લાહ તઆલા એક સાથે કામયાબી આપશે. આ'માલ પર હાલાત આધારિત છે. જો કોઈ માણસના આ'માલ સુધરી જાય તો એની પોતાની હાલત પણ સુધરી જાય છે. જો કોઈ કોમના આ'માલ સુધરી ગયા તો અલ્લાહ તઆલા તે કોમના હાલાતને સુધારી દેશે.

તેનાથી ઉલટું જ્યારે કોઈ કૌમ સીધા રસ્તા પરથી ભટકી જાય છે તો ઝિલ્લત અને રુસ્વાઈ તેનું નસીબ બની જાય છે. એટલે કે જે કોમ સીધા રસ્તા પરથી ભટકી જાય છે. તો તે ઝલીલ થઈ જાય છે. દુનિયામાં આવા દાખલાઓ ઘણા બન્યા છે. તાકાતવર કોમો આવી. એમની બરબાદીની દાસ્તાનો કુર્આનમાં મળે છે.

**કૌમે આદના ઘમંડનો અંત :-**

કૌમે આદને પોતાની તાકાત પર ઘમંડ હતો. એટલા બધા લાંબા, જાડા અને મજબૂત હતા કે પહાડોને ખોદીને પોતાનું ઘર બનાવતા હતા. તે લોકો જોશમાં આવીને કહેતા હતા. અમારાથી વધુ તાકાતવર કોણ છે ? તેમને પોતાની તાકાતનું ઘમંડ હતું. તેઓ એમ માનતા હતા કે અમારા જેવા દુનિયામાં કોઈ તાકાતવર છે જ નહી. પોતાને જ જમાનાના બળવંત માનતા હતા. એટલે કે દુનિયામાં સૌથી વધુ તાકાત અમારી જ છે. અંતે તેમણે પોતાની તાકાતના નશામાં આવીને અલ્લાહની નાફરમાની કરવાનું શરૂ કર્યું. એટલે સુધી કે અલ્લાહે એમના પર અઝાબ મોકલ્યો. અઝાબ સૂસવાટા મારતા પવનના રૂપમાં આવ્યો. મુઅમિનો માટે એટલો બધો આરામ આપનાર કે તેમને એમાંથી સુકૂન મળતું હતુ, જ્યારે કાફિરો માટે

એટલો બધો ગતીવાળો કે તેઓ પવનના જોરથી મજબૂત હોવા છતાં જમીન પર પડી ગયા અને ટુકડા ટુકડા થઈ ગયા. બીજા દિવસે એમની લાશો જમીન પર એવી પડેલી હતી કે જેવા ખજૂરોના ઝાડ આમ તેમ વિખેરાઈ ગયા હોય, આ તે કૌમ હતી જેમને પોતાની તાકાત પર નાઝ હતો અને અલ્લાહ તઆલાએ એમના તાકાતવર હોવાનું કુર્આનમાં વર્ણન કર્યું છે. કુર્આનમાં કહેવામાં આવ્યું : શહેરોમાં આવી કૌમ પૈદા નથી થઈ પણ તેમને તાકાતના ઘમંડે બરબાદ કરી નાખ્યા. પોતાના મઅબૂદના હુકમોને ભૂલી ગયા. પોતાના અલ્લાહને ભૂલી ગયા. સીધો રસ્તો છોડી દીધો. અંતમાં તેમનો અંજામ ઘણો ખરાબ આવ્યો. આજે કિતાબોમાં એમની બોધપાત્ર વાર્તાઓ મવજૂદ છે.

## એક નાશુક્રી કૌમનો અંત :-

દુનિયામાં સૌથી મોટી કૌમે સબાને પોતાની ખેતી પર ઘણો નાઝ હતો. અલ્લાહ તઆલા તેમનું વર્ણન કુર્આનમાં ફરમાવે છે. "તેમના માટે કૌમે સબાની વસતીઓમાં મોટી નિશાનીઓ છે." એમણે એટલા સરસ શહેરો બનાવ્યા હતા કે રસ્તાની બન્ને બાજુ બગીચાઓ હતા. શહેરો સાફ ચોખ્ખા અને ખૂબસૂરત હતા. અલ્લાહની નેઅમતો તેમના પર વરસતી હતી અને અલ્લાહ તરફથી હુકમ હતો કે તમે અલ્લાહે આપેલા ખોરાકોને ખાઓ અને તેનો શુક્ર અદા કરો. સાફ શહેરો છે અને અલ્લાહ તઆલા તેમની ભૂલોને માફ કરવાવાળો છે.

જ્યારે નેઅમતો પુષ્કળ મળી ત્યારે એમની આંખો પર પટ્ટી બાંધી દેવામાં આવી. કહેવા લાગ્યા કે દરેક જગ્યાએ બાગ જ બાગ છે. દિલ તેને જોઈ જોઈને આજિઝ થઈ ગયા છે. એક શહેરથી બીજા શહેર સુધી જવા માટે બન્ને તરફના બાગો સાથે આવે છે. કહેવા

લાગ્યા. એ અમારા અલ્લાહ અમારા શહેર અને બીજા અમારા શહેરો વચ્ચે એક ફાસલો કાયમ કરો તો અમને જણાય કે એક શહેરથી બીજા શહેર ગયા છે. હવે તો ખબર જ નથી પડતી, જ્યારે તેમણે અલ્લાહની નેઅમતોની નાશુકી કરી તો અલ્લાહ તઆલાએ જમીનનું પાણી સુકવી અને ડેમો તોડી બાગોને ખતમ કરી દીધા.

એવી જ રીતે કેટલી કોમો ગુજરી ગઇ કે જે નાશુકીને લઇ બરબાદ થઇ ગઇ. કોમોની બરબાદીની કહાની કુર્આનમાં કેટલીય જગ્યાઓએ છે. અલ્લાહ તઆલા આવી કોમોનું ખતરનાક વર્ણન કરીને પૂછે છે કે કૌમે આદ, કૌમે સમૂદ અને કૂવાવાળાઓની અને કેટલીક જમાઅતોની વાતોને કહી સંભળાવો. અમે તેમને કેવી રીતે બરબાદ કરી નાંખી.

## હાલાત બદલાતા રહે છે :-

અલ્લાહ તઆલાનું ફરમાન છે કે અમે માણસોની વચ્ચે દિવસોને બદલતા રહીએ છીએ. આ આસમાને કેટલાક બાદશાહોને ભીખ માંગતા જોયા છે અને કેટલાક ગરીબોના ઘરમાં પેદા થવાવાળાઓને તખ્ત પર બેસતા જોયા છે. યૂસુફ (અલ.) મિસરના બજારમાં વેચાય છે અને પછી મિસરના તખ્ત પર બેસીને રાજ કર્યુ. હાલાતના બદલવાથી તો તે જ માણસ બચી શકે છે, જેને અલ્લાહ બચાવે. મુઅમિન માટે અલ્લાહની પનાહ સર્વશ્રેષ્ઠ છે.

**ન કહી જહાંમેં અમાં મિલી જો અમાં મિલી તો કહાં મિલી,**
**મેરે જૂરમે ખાના ખરાબકો તેરે અફવે બંદહ નવાઝ મે.**

## મુઅમિનની મદદનો વાયદો :-

અલ્લાહ રબ્બુલ ઇઝ્ઝતે તો મુઅમિન સાથે મદદનો વાયદો

ફરમાવ્યો છે. કુર્આન કહી રહ્યું છે અમારા ઝિમ્મે છે કે અમારા રસૂલની મદદ કરીએ. આ તો શબ્દનો તરજુમો છે. જો એનો ભાવાર્થ કરવામાં આવે તો એમ થાય કે અમારા ઉપર ફર્ઝ છે કે અમે રસૂલોની મદદ કરીએ. સારી રીતે સમજી લો કે અલ્લાહ પર કોઈ વસ્તુ ફર્ઝ નથી, પરંતુ જે શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે એનો ભાવાર્થ એમ થાય છે કે અમારી ઝિમ્મેદારી છે કે અમારા રસૂલોની મદદ કરીએ અને ઈમાનવાળાઓની આ દુનિયાની ઝિંદગીમાં અને કયામતના દિવસે જ્યારે ગવાહીઓ દેવામાં આવશે.

કુર્આને મજીદમાં એક જગ્યાએ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : “અમે અમારા રસૂલોને અને જે એમની સાથે ઈમાનવાળા હતા તેમને બચાવ્યા. અને અમારા ઉપર હક છે કે અમે મુઅમિનોની મદદ કરીએ.” એમ અલ્લાહ તઆલા મદદનો વાયદો ફરમાવે છે.

એક જગ્યાએ કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : “અલ્લાહ તઆલા જાણે છે તેમના દુશ્મનોને. તમને નથી ખબર કે તમારા વિરુદ્ધ કોણ પ્લાન રચી રહ્યું છે ? તમારા વિરુદ્ધ દિલોમાં મેલ કોણ રાખે છે ? તમારું ખરાબ કોણ ઈચ્છે છે ? તમને નથી ખબર અલ્લાહ તઆલા સારી રીતે જાણે છે.” એટલે મુઅમિને અલ્લાહને રાજી કરવા જોઈએ. પછી તો અલ્લાહ તઆલા એમના દુશ્મનોથી પોતે જ બધુ પતાવી લેશે.

## મુઅમિનના ઉત્થાનનું એલાન :-

એકલો કોઈ માણસ મુશ્કેલીઓમાં સપડાયો હોય અથવા પૂરી કૌમ, કુર્આન એ બધાને કામયાબીની ખૂશખબરી આપે છે. કુર્આન એમને કહી રહ્યું છે. સુસ્ત ન બનો અને તમે ગમ પણ ન કરો. તમે જ

સૌથી ઉંચા હશો. જો તમે ઈમાનવાળા હશો. જાણવા મળ્યું કે જો આપણે આપણાં ઈમાનને મજબૂત બનાવીએ અને ઈમાનની જરૂરતોને પૂરી કરીએ તો શક્ય જ નથી કે આપણે દુનિયામાં ઝિલ્લત ઉઠાવવી પડે. મુઅમિન સાથે ગલબા–ઉત્થાનનો વાયદો કર્યો છે. "જો તુ મુસલમાન હોય અને ગાલિબ ન હોય તો તું અધૂરો છે તારા ઈમાનમાં."

## હઝરત મુરશિદે આલમ (રહ.)નું ફરમાન :-

મારા મુરશિદે આલમ (રહ.) ફરમાવતા હતા કે : "અમને કહે છે, આ કુર્આન, હે મારા માનવાવાળા મુસલમાનો ! તારા હાથમાં છે કુર્આન પછી તુ દુનિયામાં રહે છે પરેશાન. તારા હાથમાં છે કુર્આન છતાં તુ નાકામ છે. તારા હાથમાં છે કુર્આન છતાં તુ બને છે ગુલામ. ગુલામી નફસની હોય શૈતાનની હોય અથવા કોઈ માણસની હોય ના ના.... અમને કહે છે, આ કુર્આન ઓ મારા માનવાવાળા મુસલમાન ! "તુ પઢ, કુર્આન, તારો રબ તારો ઈકરામ, તારી ઈઝ્ઝત અને કદર કરશે. તારા ઝાહિર અને બાતિનને ચમકાવશે.

## મુસલમાનોની કફોડી હાલત :-

આજે આખી દુનિયામાં કોઈ પણ જગ્યાએ મુસલમાનોનું નામ લેવામાં આવે તો તેને ખરાબ શબ્દ કહી દીધો હોય એટલું ખરાબ સમજવામાં આવે છે. મારા દોસ્તો ! આવી ઝિલ્લત અને રુસ્વાઇ મુઅમિનના દફતરમાં નથી લખવામાં આવી, પરંતુ આપણા ખરાબ આ'માલને લઈ અમારો આ હાલ થઈ ગયો છે. આવી ઝિંદગીની હાલત છે કે મુસલમાન નવજવાન પોતાનું નામ બતાવતા ખચકાય છે.

વિદેશમાં જઇને જોઇ લો. બાપે છોકરાનું નામ મુહમ્મદ અને અહમદ રાખ્યું છે. જયારે છોકરો સ્કૂલમાં જઇને પોતાનું નામ બતાવવાનું પસંદ નથી કરતો. કહે છે કે જો અમે અમારું નામ બતાવીશું તો લોકોને ખબર પડી જશે કે અમે મુસલમાન છે. એક માણસ વરજીન્યામાં મળ્યો. અમે પૂછયું તમારું નામ શું છે ? કહ્યું : Moh છે ? મેં કહ્યું : મોં ? આ કંઇ નામ છે ? કહેવા લાગ્યો કે હું એક વાત કહું કે હું ખૂબ જ ગુનેહગાર માણસ છું. માંએ તો મારું નામ મુહમ્મદ રાખ્યું હતું, પરંતુ શું કરું નોકરીનો પ્રશ્ન છે જો હું નામ બતાવીશ તો લોકો મને નાપસંદ કરશે એટલે મેં એમને મારું નામ Moh કહ્યું.

એવી જ રીતે નામ હોય છે જુનૈદ અને કહે છે જુન્દ. આટલી ખરાબ હાલત થઇ ગઇ છે કે મુસલમાન બાળકો અંગ્રેજી માહોલમાં મુસલમાનનું નામ કહેવામાં પણ ખચકાય છે. આ અમારા ખરાબ આ'માલને લીધે થયું. આપણે ઘરના માહોલને સુન્નત પ્રમાણે ન બનાવ્યો અને છોકરાઓને દીનદાર ન બનાવ્યા. આજે આ છોકરાઓ મુસલમાનવાળા નામો લેવાનું પસંદ નથી કરતા. ઈમાન કેટલું કમઝોર થઇ ગયું છે.

## દુનિયાના ઈમામ કે દુનિયાના ગુલામ :-

આજે જો આપણે પોતાના હાલાત જોઇએ તો આપણે અલગ અલગ ગીતે પણ પરેશાન છે અને સામુહિક રીતે પણ પરેશાન છે. યાદ રાખો: મુઅમિન માટે બે રસ્તા છે. જેણે અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝતની ફરમાંબરદારી કરીને તેને રાજી કરી લીધો તો તે ઈમામે દુનિયા બની ગયો અને જો આ'માલમાં સુસ્તી કરે તો તે દુનિયાનો

ગુલામ બની ગયો. આના માટે ત્રીજી કોઇ જગ્યા નથી. કલિમો પઢીને તેણે એક પ્રતિજ્ઞા કરી. હવે બે જ રસ્તા બાકી રહ્યા. જો તે આ અપનાવશે તો તેને દુનિયાનો ઈમામ બનાવી દેવામાં આવશે અને જો ન અપનાવે તો દુનિયાનો ગુલામ બનાવી દેવામાં આવશે.

## ઝાડુ મારવાનું કામ અને બાદશાહનો પગાર :-

આજે આપણી હાલત તો એ છે કે આપણે કામ તો ઝાડુ મારવાનું કરીએ છીએ અને પગાર તો રાજાઓ જેવો માંગીએ છીએ. આ'માલને જોઈએ તો ખબર નથી પડતી કે આપણે કોને આપણી ઉપર હાકિમ બનાવી રહ્યા છે. અમારી જુબાનથી આ દાવો કરીએ છીએ કે કામ તે કરવું છે જે દિલ ચાહે. જ્યારે બદન પર આપણી મરજી ચાલી રહી છે તો તેના ઉપર અલ્લાહની રહમતો કેવી રીતે ઉતરે ? એટલે જ આપણે અલગ અલગ રીતે અને મજમુઈ, સામુહિક રીતે પણ પરેશાનીઓમાં છે.

## આ'માલ બદલાશે તો હાલાત બદલાશે :-

મારા ભાઈઓ ! આપણે કહીએ તો છીએ કે હાલાત સારા નથી, પરંતુ તેના ઉપર રિસર્ચ કરવામાં આવે તો હાલાત કેવી રીતે સુધરશે ? સાંભળો અને દિલના કાનોથી સાંભળો, જ્યારે આ'માલ સુધરશે તો અલ્લાહ તઆલા હાલાતને પણ સુધારી દેશે. હદીસ શરીફમાં આવે છે કે ફરિશ્તાઓ માણસના આ'માલ દરરોજ અલ્લાહની સામે પેશ કરે છે. અલ્લાહ તઆલા આ'માલને જુએ છે પછી જેવા આ'માલ હોય છે એવા હાલાત અલ્લાહ તઆલા બંદા પર ઉતારે છે.

**જબ કહા મૈંને કે અય અલ્લાહ તુ મેરા હાલ દેખ,**
**હુકમ આયા મેરે બંદે નામ-એ-આમાલ દેખ.**

શું આપણે આપણા આ'માલોને જોઇએ છીએ ? આ'માલ સારા નથી હોતાં. તેનાથી અમારી ઝિંદગી પર પ્રભાવ પડે છે. અલ્લાહ તઆલાએ એક કાનૂન બનાવ્યો છે, જયારે આપણે આપણા આ'માલોને સુધારીશું ત્યારે જ આપણા હાલાત સુધરશે.

## ઉલટીગંગા વહેવાડવાની કોશિશ :-

આપણે આ કાયદાને બદલવાની પાછળ પડીએ છીએ. અમે કહીએ છીએ કે હાલાત પહેલાં સુધરી જાય પછી અમે અમારા આ'માલને પણ સુધારીએ. એટલે કે આપણે ઉલટીગંગા વહેવાડવાની કોશિશ કરીએ છીએ. જો તમે કોઇને કહેશો કે ભાઇ નમાઝ પઢો. તે જવાબ આપશે કે બસ થોડી ધંધાની પરેશાની છે. આ દૂર થઇ જાય તો ઇન્શાઅલ્લાહ હું નમાઝ પઢીશ. અને હું થોડો મુશ્કેલીઓમાં છું. દુઆ કરો કે હું ઇન્શાઅલ્લાહ મસ્જિદમાં આવતો થઇ જાઉં.

આપણે આ સમજીએ છીએ કે હાલાત પહેલાં સુધરી જાય ત્યાર પછી આપણે આપણા આ'માલોને સુધારીશું. આ તો અલ્લાહે બનાવેલા કાયદાની વિરુદ્ધ વાત છે. જો આપણે તેને બદલવાની કોશિશ કરીશું તો એને આપણે બદલી નથી શકતા. અમે પહેલાં આપણા આ'માલને સુધારીશું. પછી અલ્લાહ તઆલા આપણા હાલાતને સુધારી દેશે.

## તકવો-બરકાતોને ખેંચવાનું લોહચુંબક છે :-

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું "જો કોઇ ગામ–શહેરમાં વસતા લોકો ઇમાન લાવે અને તકવો ઇખ્તિયાર કરે તો અમે જરૂર આસમાન અને જમીનથી રહમતોના દરવાજા ખોલી દઇશું." આ આયતમાં આ વાત કહેવામાં આવી છે કે જો અમે પરહેઝગારી અને નેક કામો

કરીશું તો અલ્લાહ તઆલા અમારી ઝિંદગીમાં બરકત નસીબ ફરમાવશે.

## સહાબએ કિરામ (રદિ.)ની રોઝીમાં બરકત :-

સહાબએ કિરામ (રદિ.)ના માલમાં અલ્લાહ તઆલાએ એટલી બરકત આપી હતી કે એક માણસ મદીનામાં પોતાના માલની ઝકાત આપવા માટે નીકળતો કે હું કોઈ જરૂરતમંદને આપું. આખો દિવસ મદીનામાં ફરતો. લોકોને પૂછતો પણ તેમને કોઈ પણ માણસ એવો જોવા ન મળતો, જે જરૂરતમંદ હોય. અલ્લાહ તઆલાએ તેમની રોઝીમાં બરકતો આપી હતી. બધા લેવાના બદલે દેવાવાળા હતા.

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે નબી (સ.અ.વ.)એ મને દુઆ આપી કે તેની રોઝી અને અવલાદમાં બરકત આપે. મહબૂબ (સ.અ.વ.)ની દુઆ એવી પૂરી થઈ કે મારી પાસે એટલો માલ હતો કે સોનાની ઈંટોને હું લાકડા કાપવાની કુહાડીથી તોડતો હતો. માશા અલ્લાહ. ફરમાવે છે કે મારા ઘરમાં દિરહમ અને દીનારનો એટલો થપ્પો વાગતો હતો કે માણસ તેની પાછળ સંતાઈ શકે. અલ્લાહ તારી શાન ! અવલાદ એટલી કે મેં મારી ઝિંદગીમાં ૧૦૦ થી વધુ પૌત્રા–પૌત્રીઓ અને નવાસા–નવાસીઓ જોઈ. સુબ્હાનલ્લાહ !

## ઈમામ મહેંદી (અલૈ.)ના જમાનામાં બરકત :-

હદીસ શરીફમાં આવ્યું છે કે જયારે ઈમામ મહેંદી (અલૈ.) દુનિયામાં આવશે તો તે વખતે બધા જ લોકો નેકી કરવાવાળા હશે. એટલી બરકત થશે કે એક ગાયનું દૂધ આખા ખાનદાન માટે પૂરતું હશે. એટલી બરકતો નાઝિલ થશે. અને આજે તો આપણે હઝ. સુલયમાન (અલૈ.)ની માછલીની જેમ મોં ખોલીને બેઠા છે. ખોરાક

નાખવામાં આવે છે અને આપણે કહીએ છીએ હજુ છે હજુ છે ?

**બરકત શું હોય છે ? :-**

બરકત એને કહેવામાં આવે છે કે કોઈ માણસના કામમાં, તંદુરસ્તીમાં, સમયમાં અને માલમાં કોઈ પ્રકારની ઉણપ ન પડે અને બધી જ વસ્તુઓ તેના માટે પૂરતી હોય.

અમારા એક શૈખ હતા. એમના છોકરાએ કહ્યું, અબ્બાજી ! બરકતનો શબ્દ તો ઘણો જ સાંભળ્યો છે. મને વિગતથી સમજાવો કે બરકત શું હોય છે ? ફરમાવ્યું કે અહિંયા આવો. પછી તે તેમને લઈ ગયા. તેમના ઘરમાં હેન્ડપમ્પ હતો. ફરમાવ્યું કે આ બરકત છે. તે હેન્ડપમ્પ જોઈને હેરાન થઈ ગયો. કહેવા લાગ્યો. અબ્બાજી ! આ બરકત કેવી રીતે થઈ ગઈ. તેમણે કહ્યું, બેટા તારી ઉમર વીસ વર્ષની છે અને તારી પેદાઈશથી પહેલાં મેં એ હેન્ડ પમ્પ લગાવ્યો હતો. આજ સુધી આમાં ખરાબી નથી આવી. ન તો તેને સુધારવામાં મારા પૈસા ખર્ચ થયા કે નથી. મારો સમય ખર્ચ થયો કે નથી. કોઈ તકલીફ મને પડી નથી આને બરકત કહેવામાં આવે છે. વીસ ત્રીસ વર્ષ સુધી વસ્તુ ખરાબ જ નથી થતી. ડોકટર પાસે જવાનું બંદાને યાદ જ નથી આવતું અને ન કોઈ દિવસ માથું દુખ્યું. આને બરકત કહેવામાં આવે છે.

જ્યારે માણસ ગુનાહોની ઝિંદગી છોડી દે છે ત્યારે અલ્લાહ તઆલા તેને બરકતો આપે છે. તેની તંદુરસ્તીમાં બરકત, તેના કામોમાં બરકત આપે છે.

**તંદુરસ્તીમાં બરકત :-**

માની લો કે એક માણસની ઝિંદગી ૮૦ વર્ષની છે, પરંતુ તેની

તંદુરસ્તી એવી છે કે તે ૮૦ વર્ષની ઉંમરે પણ પોતાનું કામ જાતે કરે છે. તેના દાંત બરાબર છે. તેનું ખાવા–પીવાનું બરાબર છે. તેને કોઈ બીમારી નથી. કોઈ દવાની જરૂરત નથી. રાત્રે ઉંઘ ન આવવાની ફરિયાદ નથી. કોઈ વખતે કોઈ ડોકટર પાસે ગયો નથી. તેની ઝિંદગીના ૮૦ વર્ષ એવા પસાર થાય કે એક તંદુરસ્ત માણસની જેમ, તો અલ્લાહ તઆલાએ તેની ઝિંદગીમાં બરકત આપી.

હવે જે લોકો નફસાની ખ્વાહિશાતની પાછળ પડીને જે ઝિંદગી ગુજારે છે. એમની ઝિંદગીમાંથી બરકત ઉઠાવી લેવામાં આવે છે. કેટલાક લોકોને તમે જોયા હશે કે જેમને કેટલીએ બીમારીઓ હશે. કેટલાક લોકો કહે છે કે હું ઉભા થાઉં છું તો મારી કમર દર્દ કરે છે, જ્યારે હું ઉભો થાઉં છું ત્યારે મારી આંખોમાં અંધારું છવાઈ જાય છે. ઉમર કેટલી છે કે ૨૫ વર્ષ. કહે છે કે હું શું કરું ? થોડું કામ કરું છું કે મારો શ્વાસ ફૂલી જાય છે. મને ખાધેલું પીધેલું લાગતું જ નથી. હું શું કરું જ્યારે સૂઈ જાઉં છું તો ઉઠાતું નથી. હે અલ્લાહના બંદા ! તેં ખોરાક ખાધો, શરબતો પીધો, ફળો ખાધા. તારી જવાની એવી કે ૨૫ વર્ષની ઉમરમાં કમર દુઃખે છે. હજુ તો તારી શાદી પણ નથી થઈ. આ બધુ ત્યારે થાય છે જ્યારે માણસ અલ્લાહે આપેલી વસ્તુઓનો અને નેઅમતોનો ખરાબ ઉપયોગ કરે છે. આવું કદી જોવામાં નથી આવ્યું કે માણસ જવાનીમાં આ ડોકટર પાસે કયારેક પેલા ડોકટર પાસે જતો હોય. ભાઈ અલ્લાહે બનાવેલ કાયદા પ્રમાણે ઝિંદગીને પૂરી કરો તો અલ્લાહ તઆલા દુનિયવી ઝિંદગીમાં સહુલતો આપશે, ઈન્શા અલ્લાહ.

કેટલાક અલ્લાહવાળાઓને એવી તંદુરસ્તી હોય છે કે કદી પણ ડોકટર પાસે જવાની જરૂર પડતી નથી. માશાઅલ્લાહ આ બરકત

હોય છે નેક આમાલની. જ્યારે તંદુરસ્તીમાંથી બરકત નીકળી જાય છે ત્યારે પાણી પીવાથી પણ બીમારી થઇ જાય છે. રોટલી ખાય તો પણ બીમાર થઇ જાય છે. તે વસ્તુઓ જે બીજાઓ માટે તંદુરસ્તીની છે તે તેમના માટે બીમારીનું કારણ બની જાય છે.

**હઝરત મુરશિદે આલમ (રહ.)ની તંદુરસ્તીમાં બરકત :-**

અલ્લાહ તઆલાએ હઝરત મુરશિદે આલમ (રહ.)ને એવી ખૂબસૂરતી અને એવી તંદુરસ્તી આપી હતી કે લાખોમાં તે એકલા જ આવા હતા. ચેહરો એટલો નૂરાની હતો કે જે માણસ એક વખતે જોઇ લે તો જોયા કરવાનું જ મન થાય. લગભગ ૯૦ વર્ષની ઉમર થઇ ગઇ હતી, પરંતુ એક પણ દાંત પડયો ન હતો. એક વખતે મેં તેમને એક નરમ રોટલી ખાવા માટે આપી. તો કહ્યું કે મારા દાંતોને શું થઇ ગયું છે ? મને કડક રોટલી ખાવા માટે આપ્યા કરો. જ્યારે કોઇનો કાગળ મળતો હતો તો તે ચશ્મો ઉતારીને પઢતા હતા. નજીકની રોશની છેલ્લે સુધી સારી રહી. સાંભળવાનું એટલું સારું હતું કે જો કોઇ માણસ રૂમમાં બેસીને ગપસપ કરે તો તેને પણ સાંભળી લેતા હતા. બદનમાં તાકાત એટલી હતી કે અમે જ્યારે તેમને દાદર ચઢાવવા માટે સહારો આપતા તો અમે મરઘીના બચ્ચાંની જેમ લાગતા. આપની તાકાતને જોઇને હઝરત મુસા (અલૈ.) કલિમુલ્લાહની શખ્સિયત સામે આવી જતી.

એક વખતે મારી શહેરમાં કિરાઅતની કોન્ફરન્સ થઇ. આખા દેશના ઉંચા દરજ્જાના કારીઓ આવ્યા હતા. રમઝાનનો મહિનો હતો. હઝરત મુરશિદે આલમ (રહ.)એ રોઝો ખોલીને વુઝૂ કર્યું અને

મસ્જિદમાં આવ્યા. ઈશાંની નમાઝ અને તરાવીહ પઢી. પછી કિરાઅતની મજલિસની શરૂઆત થઈ. એ જ હાલતમાં સેહરીનો સમય થઈ ગયો. વ્યવસ્થાપકોએ બધા લોકો માટે સેહરીની વ્યવસ્થા મસ્જિદમાં કરી હતી. હઝરત મુરશિદે આલમ (રહ.)એ સેહરી કરી. બધા લોકોએ સેહરી કરીને તાજુ વુઝૂ કર્યું. જ્યારે હઝરત મુરશિદે આલમથી કહેવામાં આવ્યું કે હઝરત ફજરની અઝાન થઈ ગઈ છે. તમે વુઝૂ કરી લો તો જવાબ આપ્યો. મારું વુઝૂ તો કંઈ કાચા દોરા જેવું નથી. એના પછી ફજરની નમાઝ અદા કરી અને કુર્આનનો પાઠ આપ્યો. પછી ઈશ્રાકની નમાઝ પઢીને રૂમમાં પાછા આવ્યા અને વુઝૂ કર્યું. ૯૦ વર્ષની ઉમરમાં સુગરની બીમારી છતાં મગરિબના વુઝૂથી ઈશ્રાકની નમાઝ અદા કરવું તંદુરસ્તીમાં બરકત નહી તો શું છે ? હઝરત મુરશિદે આલમ (રહ.)થી ફકીરે આનો ભેદ પૂછયો તો ફરમાવ્યું, એક વખતે મને લયલતુલ કદ્ર નસીબ થઈ હતી. મેં એ રાત્રે અલ્લાહથી ઉમરમાં બરકત માંગી હતી. આ બધુ તેનું ફળ છે.

## તંદુરસ્તીમાં બરકતનો અનોખો કિસ્સો :-

અમે લોકો એક વખતે કઝાકિસ્તાન ગયા હતા. તો અમારી સાથે અમેરિકાના થોડા દોસ્ત હતા. એક જગ્યાએ મેઝબાને ઉલમાને દાવત આપી. તેણે એક બકરાને કાપીને તેના ગોશ્તને સેકીને અમારી સામે મૂકયો. હવે સેકેલો ગોશ્ત તો સારો લાગ્યો, પરંતુ સાથે ચરબી હતી. ચરબીથી તો આજકાલના નવજુવાન પણ ગભરાય છે અને ડોકટર પણ તેના ખાવાથી રોકે છે. અમે લોકો તો વીણી વીણી એવી બોટીઓ ઢુંઢી રહ્યા હતા, જેના પર ચરબી ન હોય અમારી સાથે ત્યાંના એક રહેવાસી આલિમ આવીને બેસી ગયા. તેમની ઉમર

આશરે ૯૫ વર્ષ હશે. તે ખાલી ચરબી ખાઇ રહ્યા હતા. અમે લોકો જે ચરબી ઉતારીનેં મુકતા તે તેને ઉઠાવીને ખાઇ લેતા. અમારા માટે આ વાતને સહન કરવું મુશ્કેલ થઇ ગયું. આટલી ચરબી ? જ્યારે અમે પરેશાન થઇ ગયા ત્યારે તેમણે ચમચી ઉઠાવીને જે ચરબી રસામાં હતી તે પીવા લાગ્યા. ચરબીની બોટી ખાતા અને ચરબીના તેલને પીતા. હે અલ્લાહ ! હવે તો અમારાથી સબરનો દામન છૂટી ગયો. મેં પહેલાંથી તેમને સલામ કરી હતી. હવે મેં થોડી વાતને આગળ લંબાવી અને એમનાથી પૂછયું, તમારી ઉમર કેટલી હશે ? કહ્યું : ૯૫ વર્ષ. ફકીરે પૂછયું, તંદુરસ્તી સારી રહે છે. કહેવા લાગ્યા કે ૯૫ વર્ષની ઉમર થઇ. મેં આજ સુધી પોતાના હાથોથી એક ગોળી પણ મારા મોંમાં નથી નાખી. મેં આજ સુધી કોઈ ડોક્ટરને મારો હાથ નથી બતાવ્યો. અમે લોકો એમનું મોં જોતા રહી ગયા. આ ઉમરમાં બરકત કહેવાય.

**યાદશકિતમાં બરકત :-**

જ્યારે કોઈ માણસ ગુનાહોથી પાક, નેકી અને પરહેઝગારવાળી ઝિંદગી ગુજારે છે તો અલ્લાહ તઆલા આવા લોકોને બુધ્ધીનું નૂર આપે છે, જેનાથી એમના દિમાગની કાબિલીયતમાં વધારો થાય છે. તેમની અકલમાં વધારો અને વિચારોમાં ગેહરાઇ આપે છે.

આજે જે માણસને જુઓ તે માણસને યાદશકિતની ફરિયાદ છે. કેટલાક લોકો કહે છે કે શું કરે કામ યાદ રહેતા નથી. તાલિબે ઇલ્મોને તો આ ફરિયાદ વધુ છે કે તેમને સબક યાદ નથી રહેતો. આજે તો યાદશકિતની તાકાત તો શું યાદશકિતની બરકત જ નથી. જો આપણે આપણી ઝિંદગીને ગુનાહોથી પાક કરી દઇએ તો અલ્લાહ તઆલા

યાદશક્તિ આપે. પછી તો એક વખત પઢેલી વસ્તુ હંમેશ માટે દિલમાં ઘર કરી જાય છે. નેક લોકોની ઝિંદગી ફરમાબરદારી અને અમલથી સજાવેલી હતી. એટલે જ તેમની યાદશક્તિ ઘણી અનોખી હતી.

## હઝરત અબૂહુરયરહ (રદિ.)ની યાદશકિતમાં બરકત :-

મરવાન બિન હકમે એક વખતે વિચાર્યું કે અબૂહુરયરહ (રદિ.) વધારે હદીસો બયાન ફરમાવે છે તો અમે પણ થોડી અહાદીસો સાંભળીએ. તેણે દાવત આપી. દાવત પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.) જ્યાં બેઠા હતા ત્યાં પડદાની પાછળ બે માણસોને કાગળ અને પેન આપીને બેસાડી દીધા અને કહ્યું કે અમે થોડી હદીસો સાંભળીશું. તમે બન્ને બધી હદીસો કાગળ પર લખી લેજો. બે માણસો એટલા માટે બેસાડવામાં આવ્યા કે લખવાવાળાની ભૂલ ન થાય. પછી હઝરત અબૂહુરયરહ (રદિ.)એ મહેફિલમાં સો (૧૦૦) થી વધુ હદીસો સંભળાવી અને પાછા ચાલ્યા ગયા. એક વર્ષ પસાર થયા બાદ તેણે ફરીથી અબૂહુરયરહ (રદિ.)ને દાવત આપી. ખાવા પછી એવી જ રીતે બેસાડવામાં આવ્યા અને જે લોકોએ પાછલા વર્ષે લખ્યું હતું તેમને ફરીથી કહેવામાં આવ્યું કે હવે તેઓ ફરીથી લખ્યું અને પછી હઝરત અબૂહુરયરહ (રદિ.)થી કહેવામાં આવ્યું કે અમે તમારાથી તે જ હદીસો સાંભળીશું જે અમે ગયા વર્ષે સાંભળી હતી. હઝરતે તે જ સો હદીસો સંભળાવી જે હદીસો લખી હતી. તે બન્ને કાગળો સરખાવવામાં આવ્યા તો એક શબ્દનો પણ ફરક ન પડયો.

આ છે યાદશક્તિમાં બરકત. તેઓ જંગે ખૈબર પછી ઈમાન

સમય નજદીક આવી ગયો. તો એમણે મહેફિલને મૌકૂફ કરી દીધી. હું એમની નજદીકમાં બેઠો હતો એટલે એમની નજર મારી સામે હતી. તેથી તેમણે મને પાસે બોલાવ્યો. જ્યારે હું એમની નજદીક ગયો તો તેમણે પૂછયું, નવજુવાન ! તમે ક્યાંથી આવો છો ? મેં કહ્યું કે હું મક્કા મુકર્રમાથી આવું છું. મારું નામ મુહમ્મદ બિન ઈદ્રીસ છે. પૂછવા લાગ્યા કે તમે હથેળી પર શું લખતા હતા ? મેં કહ્યું, હદીસે પાક. કહ્યું : દેખાડો, જ્યારે હથેળી દેખાડી તો તે સાફ હતી. કંઈ પણ જોવા ન મળ્યું. કહેવા લાગ્યા, આના ઉપર તો કંઈ લખ્યું નથી. મેં કહ્યું, હું મારા મોંથી થુક લઈને એના ઉપર લખી રહ્યો હતો. ફરમાવ્યું કે આ તો હદીષે પાકના અદબના વિરુદ્ધ છે. મેં કહ્યું કે હઝરત વાત તો એ છે કે હું મુસાફિર છું. મારી પાસે ન કાગળ છે ન પેન છે. હું દેખાડવા માટે એક અમલ કરી રહ્યો હતો, કે લખી રહ્યો છું, પરંતુ હકીકતમાં તો હું મારા દિલ પર લખી રહ્યો હતો. હઝરત ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું, આ વાત તો ત્યારે સાચી માનવામાં આવે જ્યારે તમે દસ હદીષો સહીહ મતન અને સનદ સાથે સંભળાવી આપો. ફરમાવે છે કે મેં પહેલી હદીષથી સંભળાવવાનું શરૂ કર્યું અને ૧૨૭ હદીષો મતન અને સનદ સાથે એક પછી એક ક્રમવાર સંભળાવી દીધી. તો આ શું વસ્તુ છે ? આ યાદશક્તિમાં બરકત છે. એક વખત હદીષ સાંભળવાથી મોં પર યાદ થઈ ગઈ.

## હઝરત શયખુલ હિંદ (રહ.)ની યાદશકિત :-

નજીકના જમાનામાં અમારા ઉલમાએ દેવબંદના અકાબિરોની યાદશક્તિમાં ઘણી બરકતો હતી. એક વખતે શયખુલ હિંદ હઝરત મૌલાના મહમુદુલ હસન (રહ.)એ પોતાના ખાદિમોને કહ્યું કે વરસાદની મૌસમ હમણા પૂરી થઈ છે. કિતાબોમાં ભેજના લઈ ઉધઈ

પડી જવાનો ખતરો છે. તો ભલાઇ એમાં છે કે કિતાબોને તડકામાં સારી રીતે તપાવી લેવામાં આવે. સારી રીતે તડકામાં તપી ગયા પછી અલમારીમાં મૂકી દઇશું અને જો કોઇ કિતાબ ખરાબ થઇ હશે તો તેના પેજોને બરાબર મૂકી દઇશું. અંતમાં ખાદિમો આ કામ કરવા લાગ્યો.

તે જમાનામાં વધુ પડતી કિતાબો હસ્તલેખ (હાથથી લખેલી) હતી. ખાદિમે એક કિતાબ કાઢી અને કહેવા લાગ્યા કે આના તો પાંચ–છ પેજ ઉધઇ ખાઇ ગઇ છે. હઝરતે ફરમાવ્યું કે એની જગ્યાએ પાંચ–છ પેજ સફેદ લગાવી આપો. તેણે સફેદ કાગળ લગાવ્યા અને તડકામાં મૂકી દીધી. જ્યારે સુકાઇ ગઇ તો કહેવા લાગ્યો કે હઝરત હવે શું કરું ? ફરમાવવા લાગ્યા કે ભાઇ જે પેજો નથી તે એના ઉપર લખી કાઢ. તેણે કહ્યું, હઝરત મેં તો આ કિતાબ ગયા વર્ષે પઢી હતી. મને તો મોં પર યાદ નથી. ફરમાવ્યું, સારું પાછલા વર્ષે પઢેલી કિતાબ યાદ નથી. બતાવો કઇ કિતાબ છે ? એણે કહ્યું, મેબઝી આ કિતાબ નાની છે, પરંતુ મુશ્કેલ કિતાબોમાંથી છે. હઝરત (રહ.)એ કહ્યું : ક્યાંથી કિતાબના પેજ ખવાઇ ગયા છે ? તેણે છેલ્લું વાક્ય બતાવ્યું. હઝરત (રહ.)એ આગળ લખાવવાનું શરૂ કર્યું. એ જ જગ્યાએ બેસીને બધા જ પેજ પોતાની યાદશક્તિ પ્રમાણે લખાવ્યા. આ ઇલ્મની બરકત છે. કિતાબ પઢયા પછી વર્ષો ગુજરી જાય છે, પરંતુ કિતાબો પૂરેપૂરી યાદ રહેતી હતી.

**કામોમાં બરકત :-**

કામોમાં બરકત એટલે કે માણસ જે કામનો ઇરાદો કરે છે તે કામ અસ્બાબ તઆલા પૂરું કરે છે. તમે જોયું હશે કે કેટલાક

બરકત એટલી થઈ જાય છે કે આપણને એવું લાગે છે કે વધુ સમય મેં એમની પાસે ગુજાર્યો.

**એક મુહદ્દિષના સમયમાં બરકત :-**

એક બુઝુર્ગ હતા. ઘણા મોટા મુહદ્દિષ. તેમણે મોટી મોટી કિતાબો લખેલી છે. તેમના મૃત્યુ પછી અંદાજ કાઢવામાં આવ્યો કે તેમણે પોતાની ઝિંદગીમાં કિતાબોના કેટલા પેજ લખ્યા અને તેમની ઝિંદગીના દિવસો કેટલા હતા, જ્યારે તેમને વહેંચવામાં આવ્યા તો તેમણે એક દિવસના ૩૦ (ત્રીસ) પેજ લખ્યા હતા. જ્યારે અમે તો એક દિવસમાં ૩૦ પેજ પઢી પણ નથી શકતા. એમણે ઝિંદગીના દરેક દિવસમાં ૩૦ પેજની નવી કિતાબ લખી કાઢી. આને સમયમાં બરકત કહેવામાં આવે છે.

**હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ.)ના સમયમાં બરકત :-**

હઝરત મૌલાના અંશરફઅલી થાનવી (રહ.)એ જે કિતાબો જાતે લખી અથવા પોતાના ખુલફાને કહીને લખાવી તેની કુલ સંખ્યા ૨૭૦૦ છે. ઈસ્લામના ઈતિહાસમાં ભાગ્યે જ આટલા મોટા લેખક અને સંપાદક ગુજર્યા હોય. અલ્લાહ તઆલાએ તેમના સમયમાં બરકત આપી હતી. આ કામની સાથે સાથે તેમણે પોતાની સાથે રહેવાવાળાઓની એવી તરબીયત કરી કે તેમાંથી મોટા મોટા ખુલફા તૈયાર થયા. એટલા જ માટે તેમને હકીમુલ ઉમ્મત મુજદ્દિદે મિલ્લત કહેવામાં આવે છે.

**માલમાં બરકત :-**

જ્યારે માલમાંથી બરકત કાઢી લેવામાં આવે છે તો ચાહે જેટલો

પણ માલ હોય તો પણ જરૂરતો પૂરી થતી નથી. કેટલાક લોકો કહે છે કે એક સમય હતો કે જ્યારે અમારે લોકો પાસેથી લાખો રૂપિયા લેવાના હતા. આજે સમય એવો છે કે અમારે લાખો રૂપિયા દેવાના છે. કેટલાક લોકો કહે છે, શું કરીએ, આવે પણ એટલું છે અને જાય પણ એટલું જ છે. શું કરીએ ખર્ચાઓ પૂરા થતા નથી. જ્યારે માલમાં બરકત હોય છે ત્યારે અલ્લાહ તઆલા જરૂરિયાતોને ઓછી કરી દે છે. ઈન્સાનની ઝિંદગીની બધી જરૂરિયાતો પૂરી થઈ જાય છે.

કેટલાક લોકો છે કે જે વર્ષોથી ડોક્ટર પાસે નથી ગયા અને કેટલાક કુટુંબો એવા છે કે જેમના ઘરમાંથી રોજ એક ન એક માણસ ડોક્ટર પાસે જાય છે. એક સાહેબ કહેતા હતા કે હઝરત મેં ગણ્યું કે એક મહિનામાં મારા ઘેર દવાની ૧૦૫ બોટલો આવી. તો આ બધુ માલમાં બેબરકતીને લીધે હોય છે.

## હઝરત મૌલાના કાસિમ નાનોત્વી (રહ.)ની રોઝીમાં બરકત :-

આપણા અકાબિરોની ઝિંદગીમાં બરકતો હતી. હઝરત મૌ. કાસિમ સા. (રહ.)ને મદ્રસામાંથી મહિનાના ત્રણ રૂપિયા પગાર મળતો હતો. એ સમયમાં એક નવાબે એક મોટો મદ્રસો ખોલ્યો અને યુનિવર્સિટી બનાવી. ઉલમાથી મશ્વેરો લેવામાં આવ્યો તો તેમણે કહ્યું કે બિલ્ડીંગ તમે બનાવો, પછી અમે તમને એક માણસ બતાવીશું. એ માણસને જો તમે લઈ આવો તો તમારો મદ્રસો આબાદ થઈ જાય. એણે કહ્યું, ચાલો હીરો તમે વીણી લેજો. પૈસા હું લગાવીશ. કેમ કે નવાબ સાહબને પોતાના ખજાના પર યકીન હતું.

જ્યારે યુનિવર્સિટી બની ગઈ તો નવાબ સાહબે ઉલમાને કહ્યું :

કે તમે કયા આલિમને આ મદ્રસાના પ્રમુખ બનાવવા ઈચ્છો છો ? એમણે કહ્યું : કે હઝરત મૌલાના કાસિમ સા. (રહ.)ને કે જે દારુલ ઉલૂમ દેવબંદના સ્થાપક છે. નવાબે પૂછયું : કે તેમનો ત્યાં કેટલો પગાર છે ? કહ્યું : કે ત્રણ રૂપિયા. નવાબે કહ્યું કે તમે એક જમાઅત બનીને જાઓ અને મારી તરફથી કહો કે અહિંયા તમને રહેવા માટે બધી જ સહુલતો હશે અને તેમના દરેક મહિનાનો પગાર ૧૦૦ રૂપિયા હશે. ૩૩ ઘણો પગાર વધી જશે. એટલે કે જેવી રીતે કોઈ માણસ ૩૦૦ રૂપિયા લઈ રહ્યો છે અને એને કહેવામાં આવે કે આપનો પગાર ત્રણ લાખ રૂપિયા થઈ જશે. ઉલમાએ કહ્યું કે નવાબ સાહેબ હવે તો અમે તેમને કોઈ પણ રીતે લઈ આવીશું. એટલે ઉલમા ઘણા શોખથી અને દિલની ખુશીથી ત્યાંથી નીકળ્યા કે હઝરત નાનોત્વી (રહ.)ને લઈને જ આવીશું. બસ અમારી મુલાકાતની જ વાર છે. ત્યાં ગયા, મળ્યા, બેસ્યા અને કહ્યું, હઝરત અમે એક મોટા કામ માટે તમારી પાસે આવ્યા છે. પૂછયું, શું કામ છે ? કહ્યું કે નવાબ સાહબે એક મદ્રસો બનાવ્યો છે અને એમણે કહ્યું કે કમથી કમ પાંચ લાખ કિતાબોની લાઈબ્રેરી બનાવી આપશે. આપને ઈલ્મથી મોટી લગન છે. આટલી બધી કિતાબો એક જગ્યાએ તમને મળી નહી શકે. તમે બધામાં સર્વેસર્વા છો. તમારો પગાર ૧૦૦ રૂપિયા હશે.

હઝરતે વાત સાંભળી અને કહ્યું, હું બિલકુલ જ નથી આવી શકતો. એમણે પૂછયું, હઝરત કેમ ? હઝરતે ફરમાવ્યું, આ સમયે દારુલ ઉલૂમમાં મારો પગાર ત્રણ રૂપિયા છે. તેમાંથી તો બે રૂપિયા પત્ની અને બચ્ચાઓ પર ખર્ચ કરું છું અને એક રૂપિયો યતિમો, બેવાઓ પર ખર્ચ કરું છું અને એક રૂપિયો જરૂરિયાતવાળા લોકોને

આપવા માટે મારે તેમને કેટલા ઢુંઢવા પડે છે. અને સમય ખર્ચ કરવો પડે છે. જો હું ત્યાં આવી ગયો તો મારો પગાર ૧૦૦ રૂપિયા થઇ જશે તો મારો ખર્ચ બે રૂપિયા છે અને ૯૮ રૂપિયા લોકો પર ખર્ચ કરવા માટે આખો મહિનો જરૂરતમંદ લોકોને ઢુંઢવામાં જ પસાર થઇ જશે. એટલા માટે હું ત્યાં નથી આવી શકતો. એવો જવાબ આપ્યો કે તે લોકોની પછી વાત કરવાની હિમ્મત જ ન થઇ. સુબ્હાનલ્લાહ !

## એક દીનારની બરકત :-

જુનૈદ બગદાદી (રહ.)ના એક અનુયાયી ખૂબ જ પરેશાન હતા. તેમણે હઝરતને કહ્યું, હજનો ઇરાદો છે, પરંતુ મારી પાસે કંઇ જ નથી. ફરમાવ્યું : હજ માટે જાઓ અને મારી પાસેથી એક દિનાર લઇ જાઓ. તેમણે કહ્યું : કે ખૂબ જ સારું. તે હઝરત (રહ.)ની પાસેથી બહાર નીકળ્યા. હજુ તો ગામના કિનારે હતા કે એક કાફલો જઇ રહ્યો હતો. એમણે કાફલાવાળાને સલામ કરી. એમણે જવાબ આપ્યો. પૂછયું : ભાઇ બતાવો ક્યાં જવું છે ? એમણે કહ્યું : કે હજનો ઇરાદો છે. મુરીદે કહ્યું : કે મારે પણ હજ કરવા માટે જવું છે. પણ હું તો ચાલતો જઇશ. તેમણે કહ્યું : એક માણસ અમારી સાથે હતો તે બીમાર થઇ ગયો, જેના કારણે તે પાછળ રહી ગયો છે. તેનું ઊંટ ખાલી છે. તમે તેના ઊંટ પર બેસી જાઓ. મુરીદ તેના પર સવાર થઇ ગયા. હવે જ્યાં કાફલાવાળાઓ રોકાતા હતા અને ખાવા રાંધતા હતા તેમને પણ મહેમાન સમજીને સાથે ખવાડતા હતા. આખો હજનો સફર તેમનો એવી રીતે પૂરો થયો. હજ કરીને તેમની સાથે પાછા આવ્યા અને તેમને ગામના કિનારે ઉતારી દીધા. તેમને કોઇ પણ જગ્યાએ પૈસા ખર્ચ કરવાની જરૂરત ન પડી. શૈખની ખિદમતમાં

હાજર થયા અને કહ્યું, હઝરત અનોખી વાત છે, મેં હજ તો કરી પણ મહેમાન બનીને ફર્યો. હઝરત (રહ.)એ ફરમાવ્યું : કે તમારો ખર્ચ થયો ? મુરીદે કહ્યું : કે કંઈ પણ નહીં. તો હઝરત (રહ.)એ ફરમાવ્યું કે મારો દીનાર પાછો આપી દો. અલ્લાહવાળાઓનો તો એક દીનાર પણ ખર્ચ નથી થતો. બરકત એવી થાય છે કે અલ્લાહ તઆલા તેમનો એક દીનાર પણ ખર્ચ નથી થવા દેતો. આ માલમાં બરકત હતી જે અલ્લાહ તઆલાએ આપી હતી.

## ધોકાબાજીનું પરિણામ :-

જ્યાં સુધી અલ્લાહના તરફથી નાઝિલ કરેલી બરકતો ઈન્સાની ઝિંદગીમાં મળતી રહે છે ત્યાં સુધી માણસને કોઈ પરેશાની નથી થતી અને જ્યારે માણસ અલ્લાહની નાફરમાની કરે છે ત્યારે બરકતો રોકી લેવામાં આવે છે. એટલે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે, હે લોકો ! તમારી ધોકાબાજીઓ તમારી જાતો પર છે, જ્યારે માણસ ગુનાહ કરે છે તેના બદલામાં અલ્લાહ તઆલા બરકતોમાંથી કોઈને કોઈ બરકત ઉઠાવી લે છે.

## મુશ્કેલીઓનો વરસાદ :-

એમ સમજી લો કે આપણી ઉપર મુશ્કેલીઓનો વરસાદ થઈ રહ્યો છે. અલ્લાહ તઆલાની એક ચાદર આપણી ઉપર આવતી મુશ્કેલીઓને રોકી લે છે, પરંતુ જ્યારે માણસ ગુનાહ કરે છે તો તે ચાદરમાં એક કાણું પડી જાય છે, જેટલા ગુનાહ કરે છે તેટલા કાણાં પડી જાય છે. પછી તે કાણાંઓમાંથી આપણી ઉપર બધી મુશ્કેલીઓ આવે છે. કેટલાક લોકોએ તો એ ચાદરને ગારણીની જેમ બનાવી દીધી છે અને કહે છે કે અમે દરેક વખતે મુશ્કેલીઓમાં ડૂબેલા રહ્યા

છે. એમના ઉપર એમના ગુનાહોનો વબાલ (સજા) હોય છે.

## ગુનાહોથી બરબાદી :-

તમે જુઓ કે આ મોટી મોટી ફાઈવ સ્ટાર હોટલો એમાં જ્યારે મોટી પાર્ટી હોય છે તો ખાવાનું મોટા મોટા વાસણોમાં મૂકી દેવામાં આવે છે અને દરેક વાસણની નીચે એક નાની આગ સળગાવવામાં આવે છે. Heat Source ગરમી પહોંચાડવા માટે, એમનાથી પૂછો કે આ કેમ સળગાવ્યું છે ? જવાબ આપે છે કે આ ખાવાને ગરમ રાખે છે. તો જે માણસ અલ્લાહ તઆલાના તરફથી ચહેરો ફેરવી લે છે તો તેના ઉપર અલ્લાહ તઆલા પણ Heat Source પેદા કરી દે છે, જે તેને ગરમ રાખે છે. કોઈને પત્ની એવી મળે છે જે તેને પરેશાન કરે છે, કોઈને છોકરો એવો આપે છે કે જે દરેક સમયે પરેશાન કરી નાખે છે. કોઈને બીમારી એવી આપી દે છે કે તે દરેક સમયે પરેશાન રહે છે. કોઈ પોતાના કામકાજમાં પરેશાન રહે છે. આજકાલ દરેક માણસની ઝિંદગીમાં તમને કોઈને કોઈ Heat Source દેખાશે. સિવાય થોડા લોકોને છોડીને. આ અલ્લાહ તઆલાએ ગરમ રાખવા માટે સળગાવ્યું હોય છે.

આગ લગાવો અને ગરમી ન મળે એ કેવી રીતે થઈ શકે ? એવી જ રીતે તમે ગુનાહ કરો અને તેની બરબાદી ન હોય એવું ક્યારેય ન બની શકે. આ બરબાદીના કેટલાક સ્વરૂપો છે.

## બરબાદીનું પહેલુ સ્વરૂપ :-

એક બરબાદી તો એ છે કે દિલનું ચેન લઈ લેવામાં આવે છે. એટલે ગુનાહ કોઈ ન કોઈ સ્વરૂપે માણસના દિલને પરેશાન રાખે છે. દિલને સુકૂન નથી મળતું. મારા દોસ્તો ! જ્યાં સુધી તમે

ગુનાહને નહી છોડો ત્યાં સુધી પરેશાનીઓ તમને નહી છોડે. તમે પહાડની ટેકરી પર ચાલ્યા જાવ અથવા જમીનની નીચે ચાલ્યા જાવ. મુશ્કેલીઓ તમારો પીછો નહી છોડે. તમે એટલા પરેશાન થઇ જશો અને તેનાથી કંટાળીને કહેશો કે હવે હું શું કરું ? મને કોઇ નિકાલ દેખાતો નથી. તેનો ઉકેલ તો ખૂબ જ આસાન છે. તે આ છે કે તમે ગુનાહ કરવાનું છોડી દો.

## બરબાદીનું બીજુ સ્વરૂપ :-

અને બીજી બરબાદી એ હોય છે કે નેક આ'માલથી મહરૂમ કરી દેવામાં આવે છે. તૌફીકને ખેંચી લેવામાં આવે છે. પહેલા તહજ્જુદ પઢતો હતો હવે સુસ્તી કરે છે. કહે છે કે ખબર જ નથી પડતી કે તહજ્જુદનો સમય થઇ ગયો છે. ઊંઘ ખૂબ આવે છે. અલ્લાહના બંદા ! આ તમે નથી ઉઠતા, પરંતુ તમને એ મકબૂલ વખતમાં ઉઠવા દેવામાં નથી આવતા અથવા એમ સમજી લો કે આ મકબૂલ સમયમાં અલ્લાહ તઆલા તમારુ મોં જોવા નથી ઇચ્છતા. પહેલાં નમાઝો મસ્જિદમાં જઇને પઢતો હતો, હવે સુસ્તી કરે છે. કહે છે કે શું કરું મન ચાહે છે કે નમાઝ પઢું, પરંતુ પઢાતી નથી. ખાસ કારણ તો એ છે કે તૌફીક ખેંચી લેવામાં આવે છે. એવી જ રીતે કેટલાક લોકો કુર્આનની તિલાવત અને ઝિક્રથી મહરૂમ થઇ જાય છે.

## ઈબાદતથી સુસ્તીનું પરિણામ :-

એક તાબિઇ (રહ.) ફરમાવે છે કે જયારે હું ઈબાદતમાં સુસ્તી કરતો તો એનું પરિણામ મારા ઘરવાળાઓ પર જોવા મળતું. હું ઘરમાં આવું ત્યારે પત્ની મારાથી લડાઇ કરવા લાગે અથવા છોકરા મારી નાફરમાની કરે અથવા મારો નોકર મારા હુકમને ન માને. જો

આવું ન થાય તો મારી સવારીનું જાનવર મારી નાફરમાની કરે. માણસ જ્યારે અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે ત્યારે અલ્લાહ તઆલાની મખલૂક પણ તેની નાફરમાની કરે છે.

એટલા માટે જ આજે લોકો કહે છે કે બાળકો ભણી ગણીને મોટા તો થઈ ગયા છે, પરંતુ પોતાની મરજીનું કરે છે. દુઆ કરો કે અલ્લાહ તઆલા તેમને હિદાયત આપે, જ્યારે તમારે જ તમારા પરવરદિગારની ફરમાંબરદારી નથી કરવી તો અલ્લાહની મખલૂક પણ તમારી ફરમાંબરદારી કેવી રીતે કરે ? જો માણસ પોતાને ગુનાહોથી બચાવી લે અને ગુનાહોથી સાચી તૌબા કરી લે તો અલ્લાહ તઆલાની રહમતો અને બરકતો તેના પર ઉતારવામાં આવશે. પછી તો ખોરાકમાં બરકત થશે. સમયમાં બરકત થશે. આજે અમારી ઝિંદગીમાંથી બરકતો ખતમ થઈ ગઈ છે.

## ખરાબ નિય્યતનું પરિણામ :-

ખરાબ આ'માલના ખરાબ અસર તો માણસની હાલત પર પડે જ છે. માણસની નિય્યતમાં ખોટ આવે છે તો તેના પણ અસર થાય છે. એટલે જ કિતાબોમાં એક કિસ્સો લખ્યો છે : કે એક વખતે નૌશીરવાં બાદશાહ પોતાના સાથીઓ સાથે શિકાર કરવા નીકળ્યો. કોઈ જગ્યાએ શિકારનો પીછો કરવાથી તે પોતાના સાથીઓથી અલગ પડી ગયો. તે ચાલતો ચાલતો દાડમના બાગની તરફ ચાલી નીકળ્યો. ચહેરા પર થાકનો અસર હતો. બાગના માલિક અજનબી માણસને જોયો એટલે દાડમનો રસ કાઢીને પીવાડયો. બાદશાહે રસ પીધો તો તે ખૂબ જ મીઠો અને ઠંડક આપે એવો હતો.

તેણે માલિકને કહ્યું : કે એક ગ્લાસ હજુ આપો. તેના દિલમાં

આ ખ્યાલ આવ્યો કે આ તો અનોખા સ્વરૂપના દાડમ છે. કેમ ન એ બાગને સરકારી ખજાનામાં દાખલ કરી લેવામાં આવે. હજુ તો તે આ વિચારી રહ્યો હતો અને બાગનો માલિક બીજો ગ્લાસ રસ કાઢીને લાવ્યો. હવે તેને રસનો સ્વાદ કડવો લાગ્યો. બાદશાહે પૂછયું કે તમે આ દાડમ ક્યાંથી તોડયા ? માલિકે કહ્યું, જ્યાંથી પહેલી વખતે તોડયા હતા ત્યાંથી. બાદશાહે કહ્યું કે શું વાત છે. પહેલા જે મેં રસ પીધો તેનો સ્વાદ તો મીઠો હતો અને બીજા વખતે જે રસ પીધો તેનો સ્વાદ તો કડવો હતો. બાગનો માલિક પણ નેક માણસ હતો. કહ્યું કે દાડમ તો ત્યાંના જ છે, જ્યાંથી પહેલી વખતે મેં તોડયા હતા. જો આ વાત સાચી છે તો પછી મને એવું લાગે છે કે અમારા બાદશાહની નિય્યતમાં ફરક આવી ગયો છે, જેથી આનો સ્વાદ બદલાઈ ગયો છે.

**વિચારવાનો સમય :-**

યાદ રાખો ! જ્યારે અમે કોઈ ગુનો કરીએ છીએ તો અલ્લાહ તઆલા તરફથી આવવાવાળી કોઈ રહમતને રોકી લેવામાં આવે છે. જો અમે નાફરમાનીથી પાછા ન ફર્યા તો ઉપરથી આવતી બરકતોને પણ નહી ઉતારવામાં આવે. અમે પરેશાનીઓમાં ઘેરાઈ જઈશું. આપણે ઘણી મહેનત કરતા રહીશું, પરંતુ તેનું પરિણામ ઝીરો હશે. ઘણા દોસ્તો કહે છે કે હઝરત રાત–દિવસ કોશિશ તો ઘણી કરીએ છીએ, પરંતુ ફાયદો થતો નથી. આપણે લંગોટ બાંધીને મેદાનમાં ઉતરીશું અને ચાહીશું કે આપણી પરેશાનીઓ દૂર થઈ જાય પણ મુશ્કેલીઓ ખતમ નહી થાય. એક પૂરી નહી થાય કે બીજી આવી જશે. હજુ તો બીજી પૂરી પણ ન થઈ હશે ને ત્રીજી આવીને ઊભી રહેશે. આવું

ચાલ્યા જ કરશે. તો એનો સૌથી આસાન ઈલાજ એ જ છે કે આપણે ગુનાહોને છોડી દઈએ અને અલ્લાહની ફરમાંબરદારી કરીએ તો અલ્લાહ તઆલા મુશ્કેલીઓને આપણાથી દૂર રાખશે.

જ્યાં સુધી અલ્લાહની રહમતની નજર આપણા ઉપર નહી પડે. ત્યાં સુધી આપણી મુશ્કેલીઓ દૂર નહી થાય. આ મુશ્કેલીઓ આપણે ગુનાહો કરીને વહોરી છે. આપણે દોડી દોડીને મુશ્કેલીઓ ખરીદીએ છીએ. આપણે ગુનાહોની પાછળ દોડતા રહીએ છીએ.

### કોણે પરેશાન કર્યા ? :-

યાદ રાખો ! આજે પેલો કહે છે કે અમને પેલાએ પરેશાન કર્યા છે. કયારેક કહે છે કે મને કારોબારે પરેશાન કર્યો છે. કયારેક કહે છે કે અવલાદે મને પરેશાન કર્યો છે. કયારેક કહે છે મને સરકારે પરેશાન કરી નાખ્યો છે. સરકાર કહે છે કે અમને લોકોએ પરેશાન કરી નાખ્યા છે. અમે એકબીજાના નામ લઈએ છીએ. મારા દોસ્તો ! સાચું માનો કે કોઈએ કોઈને પણ પરેશાન નથી કર્યો. આપણે જાતે જ આપણી જાતને પરેશાન કરી છે. આપણે ખરાબ આ'માલ નથી છોડતો તો મુશ્કેલીઓ પણ આપણને નથી છોડતી. એટલે જ કહેવામાં આવ્યું. જમીન અને દરિયામાં જે ફસાદ દેખાય છે તે માણસોની પોતાના હાથની કમાઈનું પરિણામ છે.

### લોકોની પરેશાનીઓ :-

આજે બધા જ લોકો પરેશાન છે. લોકોના ધંધા બંધ છે. સમય મુશ્કેલીઓમાં ગુજરી રહ્યો છે. આસમાનથી વરસાદ બંધ થઈ ગયો છે અને પડે છે તે પણ નુકસાનકારક હોય છે. જમીનમાં પાણીની સપાટી ખૂબ નીચે જતી રહી છે. દુકાનો એમ જ બંધ થઈ ગઈ છે.

એવું લાગે કે પરવરદિગારે આપણા ઉપર રોઝીના દરવાજા બંધ કરી દીધા છે. હવે આપણે વિચારવાનું છે કે આ પરીક્ષામાંથી કેવી રીતે બહાર નીકળવું જોઈએ ?

## ભૂખ અને ડરનો પોશાક :-

જ્યારે માણસ નેઅમતોની નાશુકી કરે છે તો પછી અલ્લાહ તઆલા ગુસ્સામાં આવી જાય છે. એટલે કે નાશુકીથી નેઅમતોને જલદી પાછી ખેંચી લેવામાં આવે છે. ફરમાવ્યું : અલ્લાહ તઆલા દાખલો આપે છે એક એવા ગામનો કે જ્યાં અમન પણ હતું અને સુકૂન પણ હતું. ચારેય બાજુથી તેમના પર રોઝીનો વધારો હતો. એમણે અલ્લાહની નેઅમતોની નાશુકી કરી. અલ્લાહ તઆલાએ તેમને ભૂખા, નાગા અને બીકનો પોશાક પહેરાવી દીધો. કેવા નાગા, ડરપોક અને ભૂખ્યા કરી દીધા એટલે કે તેઓ ખરાબ કામ કરતા હતા.

આજે જુઓ કે કદાચ આપણી ઉપર તો ભૂખ અને બીકનો લિબાસ તો નથી આવ્યોને. દરેક માણસ ફરિયાદ કરે છે કે ધંધો નથી ચાલતો એવું લાગે છે કે ધંધાને કોઈએ બંધ કરાવી દીધો હોય. સોનાને હાથ લગાડું છું તો માટી બની જાય છે. કર્ઝોમાં ડૂબેલો છું. ખર્ચો પૂરો થતો નથી. દરેક સમયે માથા પર બીકનું ભૂત સવાર છે, પરંતુ આખી કૌમ પર બીકનું ભૂત સવાર છે. પેલો હુમલો ન કરી દે, પેલો નારાજ થઈ ગયો છે. પેલો ટૂકડા ન કરી નાખે. આખી કૌમને બીક લાગે છે. ખબર નથી આવું કેમ થાય છે ? જ્યારે માણસ અલ્લાહની નેઅમતોની નાશુકી કરે છે ત્યારે તેને બીક લાગે છે.

## વ્યાપારીઓની મુશ્કેલીઓ :-

આજે જુઓ આપણા વેપારી ભાઈઓ પરેશાન છે. આ તો વિચારે છે કે આપણે સાથે બેસીને મસાઈલનો ઉકેલ કાઢીએ પણ તે કદી એવું નથી વિચારતા કે ચાલો આપણે સાથે બેસીને અલ્લાહ પાસે માફી માગીએ. કદી વ્યાપાર કમિટીએ એક સાથે મળીને માફી નથી માંગી કે અમારા ગુનાહોથી, અમારી ખરાબ દાનતથી, જૂઠથી માફ કર. એ આકા અમે તારાથી માફી માંગીએ છીએ. આખા દેશમાં તમને કોઈ માફી માગનાર જોવા નહી મળે, બંદાઓ મસાઈલના ઉકેલ માટે બંદાઓથી તો મશ્વેરો કરે છે, પરંતુ કદી અલ્લાહનો દરવાજો નથી ખખડાવતા. મસાઈલ તો તે હલ કરે છે. કેટલાક મસાઈલને હલ કરવા માટે તો કોઈ માણસને કેટલાક મહિનાથી મનાવી રહ્યા છે અને જે આખી દુનિયાના મસાઈલને હલ કરે છે. તેની પાસે એક મિનિટ પણ માગવાનો સમય નથી.

એ નથી કે દુકાન બંધ થઈ ગઈ છે, પરંતુ તમારી દુકાન બંધ કરાવવામાં આવી છે. એટલે કે પરવરદિગાર તમારાથી નારાજ છે.

## બોધપાઠ લેવાનો મોકો :-

કેટલીક જગ્યાએ દુષ્કાળ છે. લોકો ભૂખે મરે છે. એક માણસે કહ્યું કે થરના ઈલાકામાં મેં મારી આંખોથી જોયું કે એક બકરી ઘાસ ન મળવાથી ગોશતના ટુકડા ખાઈ રહી હતી. જાનવરો મૃત્યુ પામી રહ્યા છે. તે પણ આ દેશનો એક ભાગ છે. કેટલીક જગ્યાએ વરસાદ નથી થતો. રાવલપીંડીમાં ઘેર ઘેર નવા બોરીંગો થઈ રહ્યા છે. એટલે કે પાણીની સપાટી ખૂબ જ નીચે ચાલી ગઈ છે. ઉપરથી પણ પાણી બંધ છે અને નીચેથી પણ પાણી બંધ છે. લોકો ખૂબ જ પરેશાન છે.

લોકો જાગો અને અલ્લાહથી માફી માંગો કે એ પરવરદિગાર અમારા ગુનાહોને માફ કર અને અમારા માટે રોઝીના દરવાજા ખોલી દે.

જે પરવરદિગાર હઝરત મૂસા (અલૈ.)ની કૌમને ચાળીસ વર્ષ સુધી વગર કામે રોઝી આપી શકે છે. શું તે અમને મહેનત પછી રોઝી નહી આપે, જે અલ્લાહ બીબી મરયમને વગર મોસમે ફળો ખવડાવી શકે છે તો તે અલ્લાહ શું આપણને મોસમમાં ફળો ન ખવડાવી શકે. તો તફાવત ક્યાં છે ?

અતા ઈબ્ને અબી રબાહ (રહ.) તાબિઈનમાંથી છે. ઈમામે આઝમ (રહ.)ના ઉસ્તાદોમાંથી છે. ઘણા સમજદાર હતા. ફરમાવે છે કે એક વખતે અલ્લાહ તઆલાએ મારા દિલમાં વાત નાખી કે હું એ પરવરદિગાર છું. જો તું વારંવાર એમ કહે કે એ અલ્લાહ મારે રોઝી નથી જોઈતી. તો પણ તને દુનિયામાં રોઝી આપશે. એ મારા બંદા જો તુ રડી રડીને રોઝી માંગે તો પછી હું તને કેમ રોઝી ન આપું. ઈર્શાદે બારી છે : ફરમાવ્યું : “જમીન પર જેટલી સજીવ વસ્તુ છે એની રોઝી અલ્લાહના ઝિમ્મે છે.” અલ્લાહે જે વસ્તુને પોતાના તાબા હેઠળ લઈ લીધી. એના માટે માણસ પરેશાન છે. એટલે કે જે વસ્તુ અમારી ઉપર હતી. ઈબાદત કરવાનું તે અમે છોડી દીધી, જે વસ્તુ અલ્લાહે પોતાના તાબા હેઠળ લઈ લીધી છે. તેને મેળવવા માટે અમે દોડયા કરીએ છીએ, આ ચકના બદલવાથી આજે આપણે પરેશાન છીએ.

**નાશુક્રીની બરબાદી :-**

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, જો તમે શુક્ર કરશો તો હું તમને વધારે નેઅમતો આપીશ. તો આપણે અલ્લાહની નેઅમતોનો શુક્ર

અદા કરવો જોઇએ. નાકદરી અને નાશુકીના સ્વરૂપમાં નેઅમતોને પાછી લઇ લેવામાં આવે છે. સમજુ માણસ તે છે જે નેઅમતોના ઉઠી જવાથી પહેલાં તેની કદર કરે.

આજે તમે કોઇ માણસને પૂછો, ભાઇ કેવું ચાલી રહ્યું છે. જવાબ આપશે ચાલી રહ્યું છે. અલ્લાહ તઆલાએ તમને આટલુ બધું આપ્યું છે એવું કેમ નથી કહેતો કે અલ્લાહનો શુક્ર છે. અલ્લાહનો ફઝલ છે. તેણે ઘણું બધું આપ્યું છે. આ થઇ નાશુકી. અલ્લાહની નેઅમતો ખાઇ ખાઇને દાંત ઘસાઇ જાય છે, પરંતુ અલ્લાહનો શુક્ર અદા કરવામાં અમારી જબાન કેમ નથી ઘસાતી ? કેમ શુક્ર અદા નથી કરતા કે અલ્લાહ તઆલાએ આપણને બીજાથી સારી હાલતમાં રાખ્યા છે. બજારોમાં, સ્ટેશનો પર માંગવાવાળી ઔરતો ફરે છે તે અમારા માટે બોધ લેવાની બાબત છે. કદાચ આ ઔરતો અમારા ઘરની પણ હોઇ શકે. સમયને બદલતા વાર લાગતી નથી. આજે તેણે દેવાવાળો બનાવ્યો છે તો કાલે લેવાવાળો પણ બનાવી શકે છે.

## માણસ પર આવવાવાળી મુશ્કેલીઓના બે પ્રકાર છે

**દર્જાત-અલ્લાહની નજદીકી વધારવાવાળી મુશ્કેલીઓ :-**

અલ્લાહ તઆલા પોતાના નેક બંદાઓ પર મુશ્કેલીઓ મોકલે છે. એટલે કે તેઓ મુસીબતો અને પરેશાનીઓમાં સબર કરે. આ સબરના બદલામાં તેમને પોતાની નજદીકી આપે છે. આ પરેશાનીઓ જાહેરમાં પરેશાનીઓ હોય છે. હકીકતમાં તેના પર હજારો રહમતોનું કારણ હોય છે. આનો દાખલો એવો હોય છે કે કોઇ માણસ કોઇ વસ્તુને પામવા માટે હજારો તકલીફોને વેઠે છે. દેખાવમાં તો

આપણને આ મુશ્કેલીઓ નજર આવે છે પણ તેનું પરિણામ ખૂબ જ સારું હોય છે.

આવી મુસીબતોથી બંદાના ગુનાહોને માફ કરી દેવામાં આવે છે, જે ગુનાહો બંદો કરીને ભૂલી જાય છે અને પછી તેની તૌબા પણ નથી કરતો. તો અલ્લાહ તઆલા તેના પર મુશ્કેલીઓને મોકલીને તેના ગુનાહોને માફ કરી દે છે અથવા તે દરજાત જે બંદો પોતાની મહેનતથી હાસિલ નથી કરી શકતો. તે અલ્લાહ તઆલા મુશ્કેલીઓ આપીને આપે છે અને પોતાની નજદીકી આપે છે. એમ અલ્લાહ તઆલા બંદાને પોતાની નજદીક કરી લે છે. આ મુસીબત જોવામાં તો મુસીબત લાગે છે, પરંતુ હકીકતમાં તે રાહત હોય છે. આવી મુસીબતોમાં માણસની રૂહાની પ્રગતિ વધુ થઇ જાય છે એટલે અલ્લાહવાળાઓ આવી મુસીબતોના આવવા પર ખુશીનો પરિચય આપે છે.

તેરા ગમ ભી મુઝકો અઝીઝ હૈ,
કે વહ તેરી દી હુઈ ચીઝ હૈ.

## મુસીબતો પર સવાબ :-

બંદાને જે તકલીફ પહોંચે છે તેના પર સવાબ મળે છે. હદીસે પાકમાં છે કે હુઝૂર (સ.અ.વ.) ઘરમાં હતા અને ઘરની બત્તી હોલવાઇ ગઇ. હુઝૂર (સ.અ.વ.)એ ઇન્ના લિલ્લાહી વ ઇન્ના ઇલયહી રાજિઉન પઢયું. હઝરત આયશા (રદિ.)એ હેરાન થઇને પૂછયું, આ આયત તો મુસીબત અને ગમ પર પઢવામાં આવે છે. ફરમાવ્યું : બત્તીનું હોલવાઇ જવું એ પણ મુઅમિન માટે મુસીબત છે. તેના પર પણ સવાબ મળે છે. આનાથી અંદાજો લગાવવામાં

આવે કે મોટી મુસીબતોમાં કેટલો સવાબ મળતો હશે ?

## બીમાર માણસનો દાખલો :-

હદીસે પાકમાં આવે છે કે જ્યારે કોઇ માણસ બીમાર થાય છે જ્યારે કરાહે છે, જે અવાજ આવે છે, તો અલ્લાહ તઆલા ફરિશ્તાઓને હુકમ આપે છે કે એના દરેક વખતે કરાહવા પર સુબ્હાનલ્લાહનો સવાબ લખવામાં આવે. બીમાર માણસ જ્યારે બીમારીના લીધે કાંપે છે તો એના ગુનાહ એવી રીતે ખરે છે જેવી રીતે ઝાડના પાંદડાઓ ખરે છે. બીજી રિવાયતોમાં છે કે બીમાર માણસને જ્યારે શિફા થઇ જાય છે ત્યારે તે ગુનાહોથી એવો પાક થઇ જાય છે જેવો કે તે દિવસ પાક હતો, જ્યારે તેની માંએ તેને જન્મ્યો હતો. જોવામાં બીમારી છે હકીકતમાં રાહત છે. ગુનાહોથી સાફ થઇ જાય છે. બીમારીમાં જે આ'માલ છૂટી જાય છે તો ફરિશ્તાઓને હુકમ કરવામાં આવે છે કે તેનો સવાબ એટલો જ લખવામાં આવે જે બીમારી પહેલા લખવામાં આવતો હતો.

## અલ્લાહ તઆલાની બીમાર પુર્સી :-

સય્યિદના ઐયૂબ (અલૈ.)ને કોઇએ પૂછયું : હઝરત તમે તો ઘણા બીમાર રહ્યા અને હવે શિફા મળી તો આ હાલત સારી છે કે આગલી હાલત સારી હતી ? ફરમાવ્યું, જે વખતે હું બીમાર હતો. સવાર થાય એટલે અલ્લાહ તઆલા બીમાર પુર્સી કરતા હતા. ઐયૂબ તારો હાલ કેવો છે ? મને પૂરો દિવસ આની લજ્જત હાસિલ થતી હતી. એવી જ રીતે જ્યારે રાત થતી ત્યારે પાછી બીમાર પુર્સી કરતા. પૂરી રાત તેની લજ્જત મને હાસિલ થતી. બીમારી તો પૂરી થઇ ગઇ પણ અલ્લાહની બીમાર પુર્સીની લજ્જત તો મને હજુ પણ યાદ છે.

**તેરે આશિકને મુઝે ગમ દિયા,**
**મેરે ગમકી ઉમર દરાજ હો.**

અલ્લાહ તઆલા પોતાના ખાસ બંદાઓ પર પણ મુશ્કેલીઓ મોકલે છે. એમના ગુનાહોને માફ કરવા માટે અને એમના દરજાતને ઊંચા કરવા માટે.

### દરજાતને વધારવાવાળી મુસીબતની ઓળખ :-

કેવી રીતે ખબર પડે કે આ મુસીબત દરજાતને વધારવાવાળી છે અથવા પડતી લાવનાર છે. તો એની કેટલીક નિશાનીઓ છે.

### પ્રથમ નિશાની :-

જ્યારે મુસીબત દરજ્જો વધારવાવાળી હોય છે તો એની ઓળખ એ છે કે બંદો પહેલાં કરતાં અલ્લાહની તરફ ધ્યાન વધુ આપે છે. આ પહેલી નિશાની છે. દા. ત. પહેલાં દુઆઓ પઢતો હતો, હવે દુઆઓ માંગે છે. દુઆ પઢવામાં અને દુઆ માંગવામાં તફાવત હોય છે. પઢવું તો તેને કહેવામાં આવે છે કે કોઈ વસ્તુને યાદ કરીને પઢવામાં આવે, જ્યારે કોઈ વસ્તુ માંગવામા આવે છે તે ઘણા ધ્યાનથી અને ફરિયાદી બનીને માંગવામાં આવે છે. પહેલાં ઘરમાં નમાઝ પઢતો હતો હવે મસ્જિદમાં નમાઝ પઢે છે. હવે તહજ્જુદ પણ પઢે છે. હવે પીર ઉસ્તાદથી પૂછીને તસ્બીહ, વઝીફો પઢવાનું શરૂ કર્યું છે, જ્યારે તે અલ્લાહની યાદમાં વધારો કરે છે. તો તે આ વાતની નિશાની છે કે આ મુસીબત તેના ઉપર રહમત બની જાય છે.

### બીજી નિશાની :-

બીજી નિશાની એ છે કે બંદા પર મુસીબત હોય છે, પરંતુ તેના

દિલમાં ચેન હોય છે. યાદ રાખો ! જેનો અલ્લાહ સાથે સંબંધ થઇ જાય છે તેનો મુશ્કેલીઓ સાથે સંબંધ હોતો નથી. મુસીબતનું આવવું અલગ વસ્તુ છે અને પરેશાન થવું અલગ વસ્તુ છે. અલ્લાહવાળા પરેશાન થતા નથી. એમનો હાલ એવો હોય છે કે કાચથી બનેલો રૂમ હોય. માણસ તેની અંદર બેઠેલો હોય અને બહાર આંધી ચાલી રહી હોય. વરસાદ પડી રહ્યો હોય. દરેક વસ્તુ ઉંચે નીચે થઇ રહી હોય, પરંતુ તે અંદર બેસીને આ બધુ જોઇ રહ્યો હોય અને પોતે તેનાથી બચેલો હોય. આ જ અલ્લાહવાળાઓની હાલત હોય છે. મુસીબતોનો પહાડ આવતો હોય તો પણ તેમના દિલ સુકૂન અને શાંતિમગ્ન હોય છે.

**તુફાન કર રહા થા મેરે અઝમકા તવાફ,**
**દુન્યા સમજ રહી થી કે કશ્તી ભવરમેં હે.**

## છેલ્લી ઈચ્છા :-

હઝરત સઈદ ઈબ્ને જુબૈર (રદિ.)થી હજ્જાજ બિન યુસૂફે છેલ્લી ઘડીએ પૂછયું, તારા દિલની તમન્ના શું છે ? ફરમાવ્યું, બે રકાત નફલ પઢવી છે. બે રકાત નફલ પઢીને સલામ ફેરવી. તેણે કહ્યું, બીજી કોઇ વસ્તુ ? એમણે કહ્યું, હા, ચાહું છું કે લાંબી નમાઝ પઢું. દિલમાં ખ્યાલ આવ્યો કે તુ એવું વિચારીશ કે મોતની બીકથી લાંબી નમાઝ પઢવા લાગ્યો. એક તરફ મોતના માટે જલ્લાદ તૈયાર છે અને બીજી તરફ દિલ લાંબી નમાઝ પઢવાની તમન્ના કરે છે.

## સુકૂનની હાલત :-

એક બુઝુર્ગથી એક બાદશાહે કોઇ મસ્અલો પૂછયો. એમણે હક વાત બતાવી આપી. બાદશાહને ગુસ્સો આવ્યો એટલે તેણે હુકમ

આપ્યો કે તેમને ભૂખ્યા વાઘ સામે નાખી દેવામાં આવે. હવે જ્યારે તેમને ભૂખ્યા વાઘ સામે નાખવામાં આંવ્યા તો એણે તો એવું જોયું કે વાઘે પહેલાં તો કુદકો મારીને હુમલો કર્યો પછી પૂછડી હલાવીને પાછળ ખસી ગયો અને તેમના પગ ચાટવા લાગ્યો અને પાછળ ખસવા લાગ્યો. વઝીર સમજદાર હતો. સમજી ગયો કે આ કોઈ અલ્લાહવાળા છે. એણે બાદશાહને કહ્યું કે આ કોઈ અલ્લાહવાળા છે. એનાથી માફી માંગી લેવી જોઈએ. નહી તો તમે મુસીબતમાં પડશો. બાદશાહ તાજ ઉતારી એમના પગો પર પડી ગયો. તેમણે માફ કરી દીધો. અલ્લાહવાળા જલદી માફ કરી દે છે. એટલે માફ ફરમાવીને ઘેર આવ્યા.

જ્યારે પત્નીએ પોતાના પતિને જોયા તો અચંબામાં પડી ગયા. તમે તો પકડાઈ ગયા હતા. તમારૂં મોત થવાનું હતું. એમણે આખો કિસ્સો સંભળાવ્યો. પત્ની પત્ની જ હોય છે. એટલે તેણે કહ્યું કે એક વાત સાચી બતાવશો ? એમણે કહ્યું કે શું ? કહેવા લાગી, જ્યારે વાઘ તમારા પગ ચાટવા લાગ્યો અથવા તમારી નજીક આવ્યો તો તમે શું વિચારી રહ્યા હતા. ફરમાવ્યું : હું વિચારી રહ્યો હતો કે વાઘનું થુક પાક હોય છે કે નાપાક હોય છે. વાઘની સામે નાખવામાં આવી રહ્યા છે અને તમને મોતનો કોઈ ડર નથી. વિચારી રહ્યા છે કે વાઘનું થુક પાક હોય છે કે નાપાક એમના પર મુસીબત આવે છે પણ એમના દિલ ઘણા શાંતિમગ્ન હોય છે.

**ત્રીજી નિશાની :-**

ત્રીજી નિશાની એ છે કે એમના પર મુસીબત આવે છે ત્યારે તેઓ ઉમ્મીદ રાખે છે. તેમને ઉમ્મીદ હોય છે કે તેમને સારૂ થશે,

જેને કહેવામાં આવે છે. અંધારામાં રોશની નજર આવે છે. એમને લાગે છે કે બધી તરફથી અંધારુ છે, પરંતુ જ્યારે તેઓ આગળ જુએ છે ત્યારે તેમને રોશની નજર આવે છે. તેમને ઉમ્મીદ હોય છે. તેઓ હતાશ નથી થતા, જ્યારે ત્રણ નિશાની કોઈ માણસમાં તમે જુઓ તો સમજો કે મુસીબત નથી, રહમત છે.

## પડતી લાવનાર અને દમનકારી મુસીબતો :-

કાફિર પર મુસીબતો આવે છે તેમને સતાવવા માટે અથવા જ્યારે માણસ ગુનાહો અને ખરાબ કામોમાં હદથી વધી જાય છે તો તેને મજા ચખાડવા માટે મુસીબતો આપવામાં આવે છે. દા. ત. ફિરઔન જેવા લોકો તકબ્બુર અને ઘમંડમાં હદથી વધી જાય છે ત્યારે તેમને તેમના સમયની યાદ અપાવવા માટે આ મુસીબતો આવે છે.

પરવરદિગાર એમને કંઈને કંઈ દુનિયામાં એમના ખરાબ આમાલની મજા ચખાડતા હોય છે. ઈરશાદે બારી છે : જે કોઈ ખરાબ કામો કરે છે તેની સજા તેને મળે છે.

## પડતી લાવનાર મુસીબતોની ઓળખ :-

બંદાને સતાવવાવાળી અને ઉપરથી નીચે ફેંકનાર મુસીબતોની થોડી નિશાનીઓ છે.

## પ્રથમ નિશાની :-

જે માણસ પર આ મુસીબત આવે છે તે દરેક સમયે ફરિયાદ કરતો રહે છે. કોઈ વખતે પેલાની સામે કોઈ વખતે તેની સામે. રિશ્તેદારોથી શિકાયત અને બીજાઓથી પણ ફરિયાદ. તેને આખી

દુનિયામાં ફરિયાદોથી ભરેલા હાલાત નજર આવે છે. બીજી શિકાયતો તો બાજુ પર, પણ પોતાના અલ્લાહથી પણ ફરિયાદ હોય છે. કહે છે કે અમારી તો સાંભળતો જ નથી. આખી દુનિયામાં અમે જ તેને દેખાયા. હવે તો મૌત આવે તે જ સારું. કેટલા વખતે તો આ ફરિયાદો માણસને કાફિર બનાવી દે છે.

### બીજી નિશાની :-

કાફિર, ગુનેહગાર પર જ્યારે ખરાબ હાલાત આવે છે ત્યારે તે બેચેન થઈ જાય છે. તેનું સુકૂન ખેંચી લેવામાં આવે છે. તેને ખતરનાક સ્વરૂપનું માનસિક ભાર (Depression) હોય છે. ખૂબ જ અફસોસ કરે છે કે કાશ આ થઈ જાય ! કાશ આ થઈ જાય ! કાશ હું આ ન કરત, આ જ વિચારતો જ રહે છે.

### ત્રીજી નિશાની :-

ત્રીજી નિશાની એ છે કે તેના પર નાઉમ્મીદી સવાર થઈ જાય છે. તે બીહામણો અને કોઈ વસ્તુ ન મળવાની હોય તેવો ચહેરો બનાવી લે છે. એટલી નાઉમ્મીદથી મોતની તમન્ના કરવા લાગે છે અને આત્મહત્યા કરી લે છે. આ ઓળખ છે એ વાતની કે આ મુસીબત તેને નીચે ફેંકનાર છે.

### મુશ્કેલીઓ અને ખૂશીમાં અલ્લાહવાળાઓની હાલત :-

અલ્લાહવાળા તો મુશ્કેલીઓમાં પણ ખૂશ હોય છે. તેઓ કહે છે :

**તેરા ગમ ભી મુઝે અઝીઝ હૈ, કે વહ તેરી દી હુઈ ચીઝ હૈ.**

અલ્લાહવાળાઓ પર જો કોઈ મુસીબત અને ગમ ન આવે તો તે ગભરાય છે કે આ કોઈ અમારી પરીક્ષાં તો નથી. તેઓ કાંપે છે અને બીવે છે કે આ કોઈ પરીક્ષા તો નથી. એમનો હાલ એ હોય છે કે જો તેમને રાહત મળી જાય છે તો તે રડવા લાગે છે કે નેકીઓનો સવાબ દુનિયામાં જ તો નથી મળી જતો ને. અને આવો જ હાલ સહાબાનો હતો.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ એક વખતે પોતાના ગુલામને કહ્યું : કે નાક સાફ કરવા માટે કોઈ વસ્તુ લાવો. તે એક કીમતી કપડાનો ટુકડો લાવ્યો. હઝરત અબૂ હુરયરહ (રદિ.) જોઈને રડી પડયા કે મારા આ'માલનો બદલો મને દુનિયામાં જ નથી મળી રહ્યો ? જાણવા મળ્યું કે અલ્લાહવાળાઓને દુનિયામાં ખુશી મળે છે તો તેઓ પરેશાન થઈ જાય છે. અમારા ઉપર કોઈ પરીક્ષા તો નથી આવીને અને જો એમને કોઈ ગમ મળે તો તે ખુશ થતા હતા. એટલે કે અલ્લાહ તઆલાનો વાયદો છે કે હું જે માણસને દુનિયામાં ગમ આપું છું તેને આખિરતમાં ખૂશી આપીશ, જેને દુનિયામાં ખૂશી મળશે એના બદલામાં આખિરતમાં ગમ આપવામાં આવે છે.

## અલ્લાહ તઆલા પરીક્ષા લે છે :-

અલ્લાહ તઆલા પોતાના બંદાઓને અલગ અલગ પ્રકારના હાલાત આપીને પરીક્ષા લે છે. ખૂશી આપીને પણ અને દુ:ખ આપીને પણ. ખૂશી આપીને અલ્લાહ તઆલા એવું જુએ છે કે બંદો ઘમંડ તો નથી કરતો અને દુ:ખ આપીને એવું જુએ છે કે તે સબર કરે છે કે નહી. અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે, "અમે જરૂર તમને અજમાવીશું." અલ્લાહ તઆલાએ જરૂર કહીને તાકીદ કરી છે કે

અમે તમને અજમાવીશું જ. હા, જરૂર અજમાવીશું. કેવી રીતે અજમાવીશું ? હાલાતને અદલી બદલીને. જેને ખૂશી આપી અને તેણે શુક્ર અદા કર્યો. તેને જન્નત મળશે અને જેને પરેશાનીઓ આપી અને તેણે સબર કર્યો તે પણ જન્નતી છે. મુઅમિનને બન્ને રીતે સવાબ મળશે.

કોઈ પોતાના છોકરા માટે કપડાં ખરીદવા જાય છે તો કોઈ પોતાના છોકરા માટે કફન લેવા જઈ રહ્યો છે, તો કોઈ પોતાની પત્નીને દુલ્હન બનાવવા જઈ રહ્યો છે તો કોઈ પોતાની પત્નીનો જનાઝો ખભા પર મૂકીને દફનાવવા જઈ રહ્યો છે. હાલાત બદલતા રહે છે. આપણે દરેક હાલતમાં અલ્લાહના હુકમોને અને નબીએ કરીમ (સ.અ.વ.)ના ફરમાનના પ્રમાણે ઝિંદગી ગુજારવાની છે. આ અમારી પરીક્ષા છે.

**ગફલત દૂર કરે છે :-**

અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર મુસીબતો મોકલે છે. પરીક્ષા કરવા માટે અથવા સુસ્તીમાંથી જગાડવા માટે કુર્આને પાકમાં કૌમો માટે ફરમાવ્યું : "શું તમે જોતા નથી. દરેક વર્ષે એક વખતે અથવા બે વખતે અમે તેમની પરીક્ષા કરીએ છીએ. અમે એમને ફિત્નાઓમાં નાખીએ છીએ. મુસીબતમાં નાખીએ છીએ. "આ કેવા બંદાઓ છે. પછી તૌબા નથી કરતા અને તો પણ નથી સમજતા તો કુર્આન કહે છે, કોઈ વખતે અલ્લાહ તઆલા આ મુસીબતો, પરીક્ષાઓ અને ગમ વર્ષમાં એક અથવા બે વખતે એટલા માટે મોકલે છે કે મારા બંદાઓ ગફલતની ઉંઘમાંથી ઉઠે, જેમના અંદરમાં ભલાઈ હોય છે. તેમના દિલમાં એહસાસ થાય છે અને તેઓ તૌબા કરી લે

છે અને અલ્લાહના ફરમાંબરદાર અને પરહેઝગાર બંદાઓમાં શામિલ થઇ જાય છે.

એક કાયદો યાદ રાખવો જોઇએ. ખૂશીઓ ઊંગાડે છે અને ગમો જગાડે છે. કોઇ પંજાબી કવિએ કહ્યું છે :

**સુખ દુઆ તુ દેવા વાર**
**દુખા આન મીલીચમ યાર**

(હું પોતાના સુખ દુઃખને કુર્બાન કરી દઉં. એટલે કે દુઃખે મને દોસ્તની મુલાકાત કરાવી દીધી.)

જ્યારે માણસ ગફલત કરે છે, સુસ્તી કરે છે, ગુનાહ કરે છે પછી અલ્લાહ તઆલા મુસીબતો મોકલે છે. એટલા માટે કે સૂતેલા માણસ જાગે અને માફી માંગે. પાક છે તે પરવરદિગાર જે પોતાના બંદાઓ પર મુશ્કેલીઓ અને મુસીબતો મોકલે છે અને પોતાની તરફ ધ્યાન કેન્દ્રિત કરાવે છે.

**જાગો, જાગો, જાગો :-**

યાદ રાખો ! જો આપણે અત્યારે પણ નસીહત હાસિલ નહી કરીએ તો પછી કાનૂન નાની મુસીબતોના બદલામાં મોટી મુસીબતો મોકલશે. એની પાસે કોઇ પણ વસ્તુની ઉણપ નથી. તે પહેલાં નાની મુસીબત મોકલે છે એટલા માટે કે માણસ જાગી જાય અને ન સમજે તો પછી થપ્પડ મારે છે. પછી વાત સમજમાં આવે છે, જે મુશ્કેલીઓના આવવાથી પણ નથી જાગતા તો પછી અલ્લાહ તઆલા તેમને દુશ્મનોના તાબા હેઠળ કરી દે છે. ઠોકરો ખવડાવે છે. પછી છોકરીઓની ઇજ્જતો માં–બાપની સામે લૂટવામાં આવે છે. પછી

ગંદી નાળીઓમાં માણસનું ખૂન વહે છે. માણસની લાશો એવી રીતે પડેલી હોય છે જેવી રીતે કે મરેલા જાનવરો પડેલા હોય છે. આપણે જાગીએ અને જોઈએ કે આપણે કઇ હાલતમાં છે. આ સમયે તમામ કાફિર, યહૂદીઓ, ઈસાઈઓ મુસલમાનોની વિરુદ્ધ એક થઈ ગયા છે. કાશ ! અમારી પાસે અકલ હોત. અમે પોતાની ઝિંદગીને બદલી હોત ! પોતાના રબને મનાવી લીધા હોત !

## મેલી વિદ્યાના પરિણામો :-

કેટલાક લોકો પર જ્યારે મુસીબતો આવે છે અને તકલીફો આવે છે તો તરત કહેવા માંડે છે. અમારા ઉપર કોઈએ કંઇ નાખ્યું છે. હાલાંકે કોઈએ કંઇ કર્યું હોતુ નથી. અમે જ પોતાના હાથોથી પોતાની ઉપર કંઈક કર્યું હોય છે. ખરાબ આ'માલથી બરબાદી થાય છે, પરંતુ લોકો આમિલોના ચક્કરમાં પડીને પોતાના હાથોથી પોતાના ઘડાને ડૂબાડી દે છે. સ્ત્રીઓ ચાર રકાત નમાઝ નથી પઢતી અને તાવીજ કરવાવાળાઓ પાછળ દોડે છે. કેટલાક લોકો મેલો ઈલ્મ કરવાવાળા પાછળ પડે છે. જેવું નામ, મેલો ઈલ્મ, તેનો અસર ખૂબ જ ખરાબ હોય છે. વિચારો કે બધા જિન્નાતો શું મુસલમાનોની તાકમાં જ છે ? બીજા દેશોમાં આ કેમ નથી હોતા ?

આમિલો (બાપુઓ) પાસે જવાની કોઇ જરૂરત નથી. કોઈ તાવીજોની જરૂરત નથી. પોતાના રબથી સંપર્ક કરો અને તેનાથી જ મદદ માંગો. જ્યાં સુધી માણસ નેક આ'માલ કરે છે ત્યાં સુધી જિન્નાત તેનું કંઈ જ નથી બગાડતો. જો માણસ ગાફિલ ન હોય, ખરાબ કામ ન કરે તો જિન્નાત માણસ પર ગાલિબ નથી આવી શકતા. ઈન્શા અલ્લાહ.

## જિન્નાતોનું ફરમાબરદાર થઈ જવું :-

એક વખતે હઝરત ખ્વાજા અબ્દુલ માલિક સિદ્દીકી (રહ.) એક જગ્યાએ તબ્લીગ માટે જઈ રહ્યા હતા અને થાકીને એક જગ્યાએ રૂમમાં સૂઈ ગયા. ઉંઘમાં આંખ ખૂલી તો જોયું કે કોઈ પગ દબાવી રહ્યું છે. ફરમાવ્યું : મેં તો સાંકળ લગાડી હતી તમે કોણ છો ? કહ્યું અમે બાજુના ઝાડ પર રહીએ છીએ. અમે જિન્નાત છીએ. અમે ચાહતા હતા કે તમારી ખિદમત કરીને બરકત હાસિલ કરીએ. જિન્નાતોની જમાઅત આવી રીતે અલ્લાહવાળાઓની ફરમાબરદાર થઈ જાય છે કે નવાઈ લાગે છે. અમો અલ્લાહ તઆલાના ખાસ બંદા બની જઈએ. દિલમાં અલ્લાહના સિવાય કોઈની પણ બીક ન હોવી જોઈએ. બીમારીઓ અને મુશ્કેલીઓ એટલા માટે આવે છે કે માણસ અલ્લાહની તરફ ધ્યાન કેન્દ્રિત કરે.

## પરેશાનીઓ આવે તો શું કરવું જોઈએ ? :-

મારા દોસ્તો ! અલ્લાહથી મુસીબત માંગવી ન જોઈએ અને જો અલ્લાહના તરફથી આવે તો ત્રણ કામ કરવા જોઈએ :

### (૧) સબર કરવું :

મુશ્કેલીઓ આવે તો સબર કરવું જોઈએ. યાદ રાખવું જોઈએ કે બેસબ્રીથી મુશ્કેલીઓ ઘટતી નથી, પરંતુ વધે છે. આ મુસીબતો પર મળવાવાળો સવાબ મળતો નથી. મુસીબત આવવા પછી ત્રીજા દિવસે દરેક માણસ સબર કરી લે છે, જે કામ ત્રીજા દિવસે કરે છે તે પહેલા દિવસે કેમ નથી કરતા ? જૂવાન છોકરો મૃત્યુ પામે તો પણ લોકો ત્રીજા દિવસે દુઆએ ખૈર કરીને પોતપોતાના

કામમાં લાગી જાય છે. જો મુસીબત આવે ત્યારે આપણે ત્રીજા દિવસે સબર કરવાને બદલે પહેલા જ દિવસે સબર કેમ નથી કરતા ? કે તમો નેકીઓના હકદાર બનો. હઝરત સિદીક (રદિ.) ફરમાવતા હતા :

"જે કોઈ માણસ મુસીબત આવવા પર બેસબ્રીની વાતો કરે છે અથવા પોતાના કપડાઓને કાળા કરે છે અલ્લાહ તઆલા તેને એટલા ગુનાહ આપશે જેટલા શ્વાસો તેણે તેની ઝિંદગીમાં લીધા છે."

મુસીબત માંગવી ન જોઈએ પણ આવી જાય તો સબર કરવુ જોઈએ. પોતાને અલ્લાહ તઆલાના દરબારમાં પેશ કરવો જોઈએ અને ફરિયાદ કરવી જોઈએ. "હે મારા પરવરદિગાર ! અમારા પર એ મુસીબતો ન મોકલ જેવી રીતે કે તુ અમારાથી પહેલી કૌમો પર મોકલતો હતો." "હે અમારા રબ ! અમારી પાસે ભાર ન ઉંચકાવ જેને ઉંચકવાની અમે તાકાત નથી રાખતા. (આ તર્જુમો છે દુઆ નીચે છે)

**રબ્બના વલા તહ્‌મીલ અલય્‌ના ઇસ્રન કમા હમલ્તહુ અલલ્લઝીન મિન કબ્લીના.**

**રબ્બના વ લા-તુહમ્મિલ્ના માલા તા-ક-ત લના બિહ.**

## તંગી પછી આસાનીઓ :-

કુર્આનમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, "દરેક તંગી પછી આસાની હોય છે." આવુ બે વાર કહ્યું છે. વાત તો એક વખત કહેવી જોઈતી હતી, પરંતુ અલ્લાહ તઆલાએ આ વાત બે વખત કહી તેનું

પણ કારણ છે. એટલા જ માટે તફસીરવિદોએ લખ્યું છે કે આનું કારણ એ હોઈ શકે કે જો બંદા પર એક મુસીબત આવે તો અલ્લાહ તઆલા તેના સબર કરવા પર બે આસાનીઓ કરી આપે છે. પરેશાની એક હોય છે અને ખૂશી બે મળે છે. એટલે જ સબર કરવું જોઈએ.

એક ઝાડનો દાખલો જોઈ લો, જ્યારે વરસાદની મોસમ પૂરી થઈ જાય છે. પછી તેના પર પાનખર ઋતુ આવે છે. પાંદડા પીળા પડી જાય છે અને ઝાડ ખાલીખમ ઉભું રહી જાય છે. જોવામાં લાગે છે કે તે બિલકુલ સુકાઈ ગયેલી લાકડી થઈ ગઈ છે. ઝાડને ન પાન હોય છે ન ફળ હોય છે. અનિચ્છનીય હાલતમાં પણ તે સબર કરીને ઉભા રહે છે. આ હાલત પણ પસાર થઈ જાય છે. ઠંડીમાં સખત ઠંડી પડે છે. વરસાદ થાય છે. કેવા પણ હાલત આવે ઝાડ સબર કરીને ઉભું રહે છે. તેને સબર કામ આવે છે. અંતમાં ઠંડીની મોસમ પૂરી થઈ જાય છે પછી જ્યારે વરસાદની મોસમ આવે છે તે જ સુકા ઝાડ પર અલ્લાહ તઆલા ફળોને ઉગાડે છે.

જ્યારે આપણી ઉપર કોઈ મુસીબત આવે તો આપણે એવું માની લેવું જોઈએ કે પાનખર ઋતુ આવી છે, જ્યારે વરસાદની ઋતુ ન રહી તો પછી પાનખર ઋતુ પણ નહી રહે, જતી રહેશે.

## (૨) તૌબા કરે :-

બીજુ કામ એ કરે કે પોતાના ગુનાહોથી તૌબા કરે. એટલા માટે કે કેટલીક વખતે મુસીબતો આપણા ગુનાહના કારણે આવે છે. અલ્લાહ તઆલા ચાહે છે કે બંદો તૌબા કરે એટલા માટે મુસીબતોને મોકલવામાં આવે છે. માટે મુસીબતો અને પરેશાનીઓના આવવા પર તૌબા કરવી જોઈએ, કારણ કે બંદા પરથી ગુનાહોની બરબાદી

દૂર થઈ જાય.

### (૩) નેક આ'માલ કરવા :-

ત્રીજુ કામ એ કરે કે નેક આમાલ કરે. કેમ કે અલ્લાહ તઆલા મુસીબતો જગાડવા માટે જ મોકલે છે. એટલે આપણી પોતાની ઝિંદગીનો રસ્તો બદલી લેવો જોઈએ અને સારા આ'માલ કરવા જોઈએ. બે રકાત નફિલ પઢીને મુસીબતને દૂર કરવા માટે દુઆ કરે. પોતાની તાકાત પ્રમાણે સદકો અને ખૈરાત કરે. એટલે કે સદકો માણસની મુસીબતોને અને પરેશાનીઓને દૂર કરે છે. તમે જોશો કે પરેશાનીઓ દૂર થતી જશે. ઈન્શાઅલ્લાહ.

### મુશ્કેલીઓથી છૂટકારાના અસરકારક નુસખા :-

હવે કેટલાક અસરકારક નુસખા બતાવવામાં આવશે, જે કુર્આન અને હદીસની રોશનીમાં આવે છે. તેમના પર અમલ કરવાથી પરેશાનીઓ તમારી પાસે પણ નહીં આવી શકે.

### ફકત તારો જ ગમ :-

નબીએ કરીમ (સ.અ.વ.)એ મુશ્કેલીઓથી બચવાના કેટલાક સારા નુસખા બતાવ્યા છે. ફરમાવ્યું : "જેણે પોતાના તમામ ગમોને એક ગમ આખિરતવાળો ગમ બનાવ્યો." અલ્લાહ તઆલા તેની દુનિયવી મુશ્કેલીઓ માટે પૂરતો છે. એટલે માણસ આખિરતને પોતાનો મકસદ બનાવી લે તો અલ્લાહ તઆલા તેની દુનિયાની તમામ જરૂરતોને પૂરી કરે છે. એટલે તેના પર કોઈ મુશ્કેલી કે ફિક્ર આવવા જ નથી દેતો. જો આપણે એક આખિરતનો ગમ આપણા ઉપર સવાર કરી લઈએ તો દુનિયાના તમામ ગમોથી છૂટકારો

મળી જશે.

બા ગમ એ ગમ મન ઝહર ગમ ફારિગમ
શાદ બાશ એ ગમ કે તુ દારી ચે ગમ

(એ ગમ તુ ખુશ રહે કે તારા લીધે હું દરેક ગમથી ફારિગ થઈ ગયો. ખુશ રેહ એ ગમ કે જ્યારે તુ છે તો પછી મને કોઈ ગમ નથી.)

**ત્રણ વાતો :-**

ત્રણ વાતોને લોખંડની સાંકળથી બાંધી પોતાના દિલ પર લખી લેવી જોઈએ :

**પહેલી વાત :** જે માણસ અલ્લાહથી જેટલી મુહબ્બત કરશે તો અલ્લાહની મખલૂક પણ તેનાથી તેટલી જ મુહબ્બત કરશે. આ સાચી વાત છે. શું તમે નથી જોતા કે લોકો અલ્લાહવાળાઓને કેમ મળે છે ? તેમના દિવાના કેમ બની જાય છે ? કોઈ હાથ મેળવવા માટે તડપે છે તો કોઈ છાતી મિલાવવા તડપે છે. કોઈ તેમના ચહેરાને જોવા માટે તડપે છે. કયા કારણથી જાણો છો ? એમના દિલ અલ્લાહ તઆલાની મુહબ્બતથી ભરેલા હોય છે, જેના કારણથી અલ્લાહ મખલૂકના દિલોમાં તેમની મુહબ્બત પેદા કરી દે છે.

**બીજી વાત :** જે માણસ જેટલી અલ્લાહની ઈબાદત કરે છે અલ્લાહ તઆલા મખલૂકને તેની કદર અને ખિદમત માટે મશગૂલ કરી દે છે. જેટલી કે તે ઈબાદત કરે છે તેના પ્રમાણે. શું તમે જોયું નથી કે અલ્લાહવાળાઓની ખિદમત માટે કેટલા લોકો તૈયાર હોય છે. એમણે કોઈને પણ રાખ્યા નથી હોતા. શું તેઓ ફોજદાર હોય છે. નહીં પરંતુ લોકો ખુશીથી તેમની ખિદમત કરે છે. તેમની જૂતીઓને

ઉંચકવું લોકો પોતાના માટે મોટી સઆદત સમજે છે. એમની ખિદમત કરવી પોતાની ઉપર એહસાન સમજે છે.

ત્રીજી વાત : ત્રીજી વાત એ કે જે માણસ અલ્લાહથી જેટલો ડરે છે, દિલમાં જેટલી અલ્લાહની કદર હશે અલ્લાહ તઆલા તેટલો જ રોપ મખલૂકના દિલમાં પેદા કરી દે છે. મખલૂક તેનાથી ડરે છે.

ન તાજ વ તખતમેં ન લશ્કર વ સિપાહમેં હૈ,
જો બાત મર્દે કલનંદરકી બારગાહમેં હૈ.

શું તમે જોતા નથી ? મોટા મોટા લોકો વિચારીને આવે છે. જો અમે આ વાત કરીશું, જો અમે આ સવાલ પૂછીશું. શું તે અલ્લાહવાળાની તબિયતના પ્રમાણે છે. બધા સવાલોના જવાબો તેમને આપોઆપ મળી જાય છે. તેમની બોલવાની હિમ્મત નથી થતી. મોટા મોટા બોલવાવાળાઓ તેમની સામે આવે છે. તેમની જબાનો ગુંગી થઈ જાય છે. આ શું હોય છે ?

નિગેહબાની કરે કિતની હી કોઈ શીશએ દિલકી
મગર શીશા હૈં ફિર શીશા શીકસતા હો હી જાતા હૈ
કોઈ કિતના હી હો ખુદ્દાર લેકિન હમને દેખા હૈ
હુઝૂરે હુસ્ન આ કર દસ્ત બસ્ત હો હી જાતા હૈ.

આ અલ્લાહવાળાઓને રોપ આપવામાં આવે છે, જેવી રીતે નબીએ કરીમ (સ.અ.વ.)ને રોપ આપવામાં આવ્યો હતો. ફરમાવ્યું : કે અલ્લાહે રોપને લીધે મારી હિફાઝત ફરમાવી. રિવાયતમાં આવે છે કે નબીએ કરીમ (સ.અ.વ.) જે રસ્તા પર ચાલતા હતા આપનો રોપ આપથી એક મહિનાની દૂરીથી પણ આગળ ચાલતો હતો.

## અલ્લાહ તઆલાનો અનોખો વાયદો :-

સાંભળો ! અલ્લાહ તઆલાનો વાયદો છે. આ મારો કે તમારો વાયદો નથી. આપણે તો વાયદો કરીને ભૂલી જઈએ છીએ. આ તો પરવરદિગારનો વાયદો છે. જો આપણે બે વાતો પૂરી કરીએ તો પછી જુઓ અલ્લાહનો વાયદો કેવો પૂરો થાય છે. ફરમાવ્યું : જ્યારે તમારામાં ઈમાનવાળાઓ અને નેક આ'માલ કરવાવાળાઓ હોય છે. બે શરત લગાવી છે : એક ઈમાનવાળા અને બીજા નેક આ'માલવાળા. અલહમ્દુ લિલ્લાહ ! કલિમો પઢીને આપણે તો ઈમાનમાં દાખલ થઈ ગયા. આ તો અલ્લાહની રહમત છે. એમાં તો અમને કોઈ શક નથી. અમારું ઈમાન પાકું છે. આપણે અલ્લાહ તઆલાને માનીએ છે અને તેના પર યકીન રાખીએ છીએ. તો આપણે અલ્લાહના ફઝલમાં દાખલ થઈ ગયા. હવે એક કદમ બાકી રહી ગયો. મારા દોસ્તો ! એમાં અમે કમઝોર છે. ફરમાને ખુદા છે. "હું એવી રીતે એમને પોતાના ખલીફા બનાવીશ, જેવી રીતે કે તમારાથી પહેલાંઓને અમે ખલીફા બનાવ્યા. દીનને મજબૂત જમાવી દઈશ અને એમની બીકને ચેનમાં ફેરવી દઈશ. મારી ઈબાદત કરતા રહેજો. ચાહે તમારો બહારનો કોઈ દુશ્મન હોય કે તમારો અંદરનો નફસ હોય. તમે કોઈને પણ શરીક ન બનાવશો અને જેણે આના પછી કુફ્ર કર્યું તે ફાસિકોમાંથી હશે." (સૂરએ નૂર : આયત નં. ૫૫)

જુઓ અલ્લાહ તઆલાનો વાયદો છે. અલ્લાહ તઆલાએ એક કદમ ઉઠાવવાની તાકાત આપી છે તો બીજો કદમ આપણે જાતે ઉઠાવીને આપણી ઝિંદગીને નેક આ'માલવાળી બનાવીએ. ગુનાહોથી બચીને ઝિંદગી પસાર કરીએ. જ્યારે આપણે નેક કામ કરવાવાળા બની જઈશું ત્યારે અલ્લાહ તઆલા પોતાનો વાયદો પૂરો ફરમાવશે.

જ્યાં સુધી આપણે નેકીઓ નહી કરીએ ત્યાં સુધી અલ્લાહની મદદ નહી આવે.

## અલ્લાહની મદદના દાખલા :–

જ્યારે માણસ અલ્લાહની નાફરમાની કરવાનું છોડી દે છે અને અલ્લાહના હુકમોને પૂરા કરે છે તો અલ્લાહ તઆલા એવા માણસને મકામે તસ્ખીર આપશે. (પ્રત્યેક તેની આજ્ઞાપાલન કરનાર થઈ જાય છે.) અને જમીન–આસમાન પર એના હુકમને જારી કરી દે છે. સહાબાએ કિરામ (રદિ.)એ આ મંતરને શીખી લીધો હતો એટલે દુનિયાની તમામ વસ્તુ તેમની તાબેદારી કરતી હતી.

★ હઝરત ઉમર (રદિ.) એક વખતે ઊભા હતા અને ધરતીકંપ આવ્યો. આપ (રદિ.)એ જમીન પર ચાબુક મારી અને ગુસ્સે થઈને કહ્યું : કેમ હરકત કરે છે ? શું ઉમરે તારા ઉપર ઈન્સાફ નથી કર્યો ?

★ કાદસિયાની લડાઈમાં મુસલમાનોની ફીજ કાફિરો સાથે લડી રહી હતી. એટલામાં દુશ્મનોએ પાછળથી હુમલો કરવાની કોશિશ કરી. હઝરત ઉમર (રદિ.) મસ્જિદે નબવીમાં બેઠા હતા. એમણે અચાનક બૂમ પાડી, એ સારીયા ! પહાડની જોડે થઈ જાઓ. એમની આ બૂમ હજારો કિ.મી. લડી રહેલી ફૌજને પહોંચી. તેઓ પહાડની સાથે થઈ ગયા અને તેમને જીત મળી.

★ એક વખતે મદીનામાં આગ નીકળી. તે આગ વધતી જતી હતી. તો હઝરત ઉમર (રદિ.)એ એક સહાબીને મોકલ્યા અને કહ્યું : કે આગને ઓલવી કાઢો. એટલે તે સહાબી ચાદરને એક બાજુથી પકડીને ચાબુકની જેમ આગ પર મારતા હતા. એટલે સુધી કે આગ હટતી હટતી તે ખાડા સુધી પહોંચી ગઈ જ્યાંથી નીકળી હતી.

★ એક વખતે દરિયાએ નીલ સુકાઇ ગયો. મિસરના ગવર્નરે હઝરત ઉમર (રદિ.)ને કાગળ લખ્યો કે અહિંયાના લોકો કહે છે કે જ્યાં સુધી તેમાં એક જુવાન છોકરીની બલી ન ચઢાવવામાં આવે ત્યાં સુધી તે વહેતો નથી. હઝરત ઉમર (રદિ.) એક કાગળ મોકલે છે અને કહેવાડે છે કે આ કાગળને તે દરિયામાં નાખી દેવામાં આવે. તે કાગળમાં લખ્યું હતું, 'એ દરિયા ! જો તુ તારી મરજીથી વહે છે તો અમારે તારી કોઇ જરૂરત નથી. અને જો તુ અલ્લાહની મરજીથી વહે છે તો હું અમીરુલ મુઅમિનીન તને હુકમ કરું છું કે તુ વહેતો થઇ જા.' જેવો કાગળ દરિયામાં નાખવામાં આવ્યો તેવો જ દરિયો વહેવા માંડયો અને આજ સુધી બંધ થયો નથી.

★ એક લડાઇમાં મુસલમાનોએ દરિયાને પાર કર્યો. દરિયો પાર કર્યા પછી લશ્કરના કમાન્ડરે બધાને પૂછયું કે કોઇની કોઇ વસ્તુ તો દરિયામાં નથી રહી ગઇ ? એક સહાબીએ કહ્યું કે મારો પ્યાલો દરિયામાં રહી ગયો છે. જનરલે દરિયાને કહ્યું કે એ દરિયા ! અમે મુહમ્મદ (સ.અ.વ.)ના ગુલામ છે. અમારો પ્યાલો પાછો આપી દે. એક મોજ આવી અને પ્યાલાને કિનારા પર ફેંકી દીધો.

★ એક વખતે મુસલમાનોની ફોજ આફ્રીકાના કોઇ દેશમાં જિહાદ માટે જઇ રહી હતી. એક રાત્રે જંગલમાં રાત પસાર કરવી પડી. ત્યાંના રહેવાસીઓએ કહ્યું કે આ જંગલમાં જંગલી જાનવરો રહે છે. લશ્કરમાંથી એક મુજાહિદ ઝાડ પર ચડયો અને કહ્યું કે એ જંગલના જાનવરો ! આજની રાત અહિંયા મુહમ્મદ (સ.અ.વ.)ના ગુલામોનો પડાવ છે એટલે તમે જંગલ ખાલી કરી આપો.

એટલામાં લોકોએ જોયું કે જંગલના જાનવરો જંગલ છોડીને

ચાલવા લાગ્યા. ત્યાંના રહેવાસીઓ પરેશાન થઈ ગયા. લોકોએ પૂછયું : તમે ઝિંદગીની આ રીત ક્યાંથી શીખી ? જવાબ આપ્યો. અમે આ બધું મુહમ્મદ (સ.અ.વ.)થી શીખ્યું. તે લોકો પણ કલિમો પઢી લે છે અને મુસલમાન થઈ જાય છે.

આજે અમારી ઝિંદગી ખરાબ કામોવાળી અને ગુનાહોવાળી થઈ ગઈ છે. સુન્નતોથી ખાલી, પોતાની મરજીની ઝિંદગી ગુજારે છે અને ઉપરથી ઉમ્મીદ કે અલ્લાહ અમારી મદદ કરે. આ વાત તો સાચી જ છે કે અલ્લાહ તઆલા મદદ કરે છે પણ તે લોકો જે ઈમાન પર મહેનત કરે છે, જે અલ્લાહની ફરમાબરદારી કરીને ઝિંદગી ગુજારે છે તો અલ્લાહ એમની મદદ કરે છે.

## અલ્લાહથી સંબંધોને સુધારો :-

હવે આપણે ચાહીએ છીએ કે આપણી ઝિંદગી સુધરી જાય તો આપણે અલ્લાહ તઆલાથી સંબંધોને સુધારવા પડશે. તેની મુહબ્બત પોતાના દિલમાં પૈદા કરવી પડશે, જ્યારે તેની મુહબ્બત દિલમાં પૈદા થઈ જશે તો અલ્લાહ તઆલા જાતે જ આપણા હાલાતને સુધારી દેશે. જો આવો કોઈ નેક માણસ જંગલમાં જઈને બેસે તો અલ્લાહ તઆલા જંગલને મંગલ બનાવી આપશે. તેમના બધા મુઆમલાત પણ સુધરી જશે.

મારા દોસ્તો ! કેટલી અનોખી વાત છે કે નાની નાની મુશ્કેલીઓથી આપણે અલ્લાહથી ગાફિલ થઈ જઈએ છીએ. કોઈને ઘરની પરેશાની તો કોઈને ધંધાની પરેશાની, કોઈને અવલાદની પરેશાની તો કોઈને પત્નીની મુશ્કેલી. આ મુશ્કેલીઓ આપણા ધ્યાનને અલ્લાહના તરફથી હટાવી દે છે અને આપણને ઈબાદતથી

દૂર લઇ જાય છે. આજે સમય છે કે આપણે અલ્લાહની સામે આ વાતની દિલમાં પ્રતિજ્ઞા કરી લઇએ કે હે અલ્લાહ ! આજ પછી તમને હું યાદ કરીશ. તે રસ્તા પર પગ ઉઠાવીને જોઇ લો અલ્લાહ તઆલા પાનખર ઋતુમાં પણ વસંત ઋતુનો નકશો કરી દેશે.

**યે ખિજાકી ફસલ ક્યા હૈ ? ફક્ત ઉનકી ચશમપોશી,**
**વહ અગર નિગાહ કર દે તો અભી બહાર આએ.**

આવો, આ જ પછી આપણે પોતાના રબની સામે હથિયાર ફેંકી દઇએ. અલ્લાહ તઆલા આ વાતને સમજવાની તેમજ પોતાની ઝિંદગી બદલવાની તૌફિક આપે, આમીન.

**ઉઠ બાંધ કમર ક્યૂં ડરતા હૈ ? ભીર દેખ ખુદા ક્યા કરતા હૈ ?**

**કાયદાની વાતો :-**

જો કોઇ માણસ કોઇની ખરાબ શકલવાળી છોકરી સાથે શાદી કરી લે તો તે માણસ પોતાના જમાઇનો એહસાનમંદ હશે અથવા કોઇ માણસ પોતાની અવલાદમાં કોઇ વસ્તુ વહેંચતો હોય અને દરેકને સારી વસ્તુઓ આપે અને એક છોકરાને થોડી ખરાબ વસ્તુ આપે અને જો તે એ વસ્તુને ખુશીથી લઇ લે તો તે છોકરો બાપને કેટલો વહાલો હોય છે.

એવી જ રીતે જયારે કોઇ માણસ પોંતાના અલ્લાહ તરફથી આવેલી મુસીબતો પર સબર કરે છે તો અલ્લાહ તઆલા તેનાથી ઘણા ખૂશ થાય છે અને જે માણસ થોડીક રોઝી પર રાજી થઇ ગયો તો અલ્લાહ કયામતના દિવસે તેના થોડા આ'માલથી પણ રાજી થઇ જશે. એટલે મુસલમાનોએ અલ્લાહ તઆલાની રઝા પર રાઝી

થઇ જવું જોઇએ.

જો ખૂશીની હાલત આવે તો શુક્ર અદા કરે. મુસીબત આવે તો સબર કરે. શુક્ર કરવાવાળો પણ જન્નતી અને સબર કરવાવાળો પણ જન્નતી.

હઝરત દાવૂદ તાઇ (રહ.)ના દિલમાં અલ્લાહે વાત નાંખી અને કહ્યું : અય દાવૂદ ! જો તને કોઇ સમયે નાની વસ્તુ ખાવાની મળી જાય તો તે વસ્તુ પર નજર ન કરતો, પરંતુ તે વાતને વિચારજે કે જ્યારે મેં રોઝી વહેંચી ત્યારે તુ મને યાદ હતો.

હદીસ શરીફમાં આવે છે કે અલ્લાહ તઆલાએ જ્યારે લૌહો વ કલમને પૈદા કર્યા તો કલમને હુકમ આપ્યો કે તું લખ તો કલમે લૌહે મહફૂઝ પર લખ્યું :

لَآ اِلٰهَ اِلَّآ اَنَا، مُحَمَّدٌ رَسُوْلِیْ ، مَنْ لَّمْ یَسْتَسْلِمْ بِقَضَائِیْ، وَلَمْ یَصْبِرْ عَلٰی بَلَائِیْ ، وَلَمْ یَشْکُرْ عَلٰی نِعْمَائِیْ ، فَلْیَتَّخِذْ رَبًّا سِوَائِیْ.

**લા ઈલાહ ઈલ્લા અનૂ, મુહમ્મદ રસૂલી, મન્ લમ્ યસ્તસ્લિમ્ બિકઝાઇ, વલમ યસ્બીર અલા બલાઇ, વલમ્ યશકુર અલા નિઅ્માઇ, ફલયત્તખિઝ રબ્બન સિવાઇ.**

અર્થ : નથી કોઇ માબૂદ સિવાય મારા અને મુહમ્મદ મારા રસૂલ છે, જે માણસ મારી મુસીબતોને બરદાશ્ત નથી કરતો અને મેં મોકલેલી તકલીફો પર સબર નથી કરતો અને મારી નેઅમતોનો શુક્ર અદા નથી કરતો એને જોઇએ કે તે મારા સિવાય બીજા કોઇને પોતાનો રબ બનાવી લે.

આપણે અલ્લાહથી આ દુઆ માંગવી જોઈએ :

رَضِيْتُ بِاللهِ رَبًّا وَّ بِمُحَمَّدٍ نَبِيًّا وَّبِالْاِسْلَامِ دِيْنًا.

**રઝીતુ બિલ્લાહી રબ્બન, વબિમુહમ્મદિન નબિય્યન, વબિલ ઈસ્લામિ દીનન.**

અર્થ : હું અલ્લાહથી રાજી છું. તે મારો રબ છે. મુહમ્મદ (સ.અ.વ.) થી રાજી છું. તે મારા રસૂલ છે અને ઈસ્લામથી રાજી છું. તે મારો દીન છે.

અલ્લાહ તઆલા આપણને દરેક હાલતમાં રાજી રહેવાની તૌફીક અતા ફરમાવે. કોશિશ કરો કે જબાન પર આ શબ્દો રહે :

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى كُلِّ حَالٍ سِوَا الْكُفْرِ وَالضَّلَالِ .

**અલ્હમ્દુ લિલ્લાહી અલા કુલ્લિ હાલિન, સિવલકુફરિ વદ્દલાલ.**

અર્થ : હું દરેક હાલતમાં અલ્લાહની તારીફ કરું છું. સિવાય કુફ્ર અને ગુમરાહીથી.

એક કવિએ ખૂબ જ સરસ કહ્યું છે :

**ન તો હિજ્ર અચ્છા ન વિસાલ અચ્છા હે,**
**યાર જીસ હાલમેં રખ્ખે વહી હાલ અચ્છા હે.**

(અનુવાદક : આસિમ ભડકોદ્રવી)

★ **સમાપ્ત** ★

## ★ પરેશાની વખતે પઢવાની દુઆઓ ★

اَللّٰهُمَّ رَحْمَتَکَ اَرْجُوْ فَلَا تَکِلْنِیْ اِلٰی نَفْسِیْ طَرْفَتَ عَیْنٍ وَّ اَصْلِحْ لِیْ شَانِیْ کُلَّهٗ، لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ .

**અલ્લાહુમ્મ રહમત-ક અર્જૂ ફલાતકિલ્ની ઈલા નફસી તર્ફ-ત અયનિંવ્વ અસ્લિહલીશાની કુલ્લહુ, લા ઈલા-હ ઈલ્લા અન્ત.**

અર્થ : હે અલ્લાહ તઆલા ! હું તારી રહમતની ઉમ્મીદ કરું છું. તુ મને પળવાર પણ મારા નફસને હવાલે કરીશ નહી અને મારી બધી જ હાલત સુધારી દે. તારા સિવાય કોઈ મા'બૂદ નથી. (હિસ્ન)

## ★ દરેક પરેશાની અને બેચેનીને દૂર કરવા માટે ★

یَاحَیُّ یَا قَیُّوْمُ بِرَحْمَتِکَ اَسْتَغِیْثُ .

**યા હય્યુ યા કય્યૂમુ બિરહ્મતિ-ક અસ્તગીષ.**

અર્થ : હે હંમેશા જીવંત રહેનાર ! હે કાયમ રાખનાર ! હું તારી રહમતના વાસ્તાથી ફરિયાદ કરું છું. (મુસ્તદરકે હાકિમ)

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ. سُبْحَانَکَ اِنِّیْ کُنْتُ مِنَ الظّٰلِمِیْنَ .

**લા ઈલા-હ ઈલ્લા અન્ત, સુબ્હાન-ક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન.**

અર્થ : હે અલ્લાહ તઆલા ! તારા સિવાય કોઈ મા'બૂદ નથી. તુ પાક છે. બેશક હું ગુનાહ કરીને પોતાની જાત પર ઝુલ્મ

કરવાવાળાઓમાંથી છું.

કુર્આન શરીફમાં છે કે આ શબ્દો વડે હઝરત યૂનુસ અલયહિસ્સલામે માછલીના પેટમાં અલ્લાહ તઆલાને પુકાર્યા હતા. હદીષ શરીફમાં છે કે હઝરત રસૂલે અકરમ (સ.અ.વ.)એ ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે પણ કોઈ મુસલમાન આ શબ્દો વડે અલ્લાહ તઆલાથી દુઆ કરશે તો અલ્લાહ તઆલા એની દુઆ અવશ્ય કબૂલ ફરમાવશે. (તિરમિઝી શરીફ)

કેટલીક હદીષોમાં આ કલિમહને ઈસ્મે આ'ઝમ બતાવવામાં આવ્યો છે. (હિસ્ને હસીન)

### ★ એક હદીષમાં ઈરશાદ છે કે ★

لَاحَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ.

**લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ.**

૯૯ બીમારીઓની દવા છે, જે પૈકી સૌથી નાની અને નિમ્ન કક્ષાની બીમારી રંજ છે. (બયહકી ફી દઅ્વાતિલ્ કબીર)

મતલબ આ છે કે આ કલિમો મોટા મોટા દુઃખદર્દ માટે લાભદાયી છે અને રંજગમની તો એની સામે કોઈ હકીકત જ નથી.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે ખુદા (સ.અ.વ.)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ ઈસ્તિગફારમાં મશગૂલ રહેશે તો અલ્લાહ તઆલા એના માટે દરેક પ્રકારની તંગીથી નીકળવાનો માર્ગ અને દરેક પ્રકારના ગમથી છુટકારાનો ઝરીયો બનાવી દેશે અને તેને એવી જગ્યાએથી રોઝી

અતા ફરમાવશે જયાંથી રોઝી મળવાનો એને ગુમાન પણ નહી હોય.

### ★ જીંદગીથી કંટાળી જાય ત્યારે પઢવાની દુઆ ★

મુશ્કેલીઓના આવવાથી જીવવું ઘણું ખરાબ લાગે છે ત્યારે મોતની ઇચ્છા અને દુઆ ક્યારેય ન કરે, પરંતુ આ દુઆ માંગે.

اَللّٰهُمَّ اَحْيِنِىْ مَاكَانَتِ الْحَيَاةُ خَيْرًا لِّىْ وَتَوَفَّنِىْ اِذَا كَانَتِ الْوَفَاةُ خَيْرًا لِّىْ .

**અલ્લાહુમ્મ અહ્યીની મા કાનતિલ્ હયાતુ ખૈયરલ્લી વ તવફ્ફની ઈઝા કાનતિલ્ વફાતુ ખૈયરલ્લી.**

અર્થ : હે અલ્લાહ ! તુ મને જીવતો રાખ, જયાં સુધી કે મારા માટે જીંદગી સારી હોય અને જયારે મારા માટે મોત સારી હોય તો મને ઉઠાવી લેજો.

### ★ કર્ઝની અદાયગી માટે પઢવાની દુઆ ★

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنَ الْهَمِّ وَالْحُـزْنِ وَاَعُوْذُبِكَ مِنَ الْعَجْـزِ وَالْكَسْلِ وَاَعُوْذُبِكَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ وَاَعُوْذُبِكَ مِنَ غَلَبَةِ الدَّيْنِ وَقَهْرِ الرِّجَالِ . اَللّٰهُـمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاغْنِنِىْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ .

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ્ હમ્મિ વલ્ હુઝ્નિ**

વ અઊઝુ બિ-ક મિનલ્ અજ્ઝિ વલ્ કસ્લિ વ અઊઝુ બિ-ક મિનલ્ જુબ્નિ વલ્ બુખ્લિ વ અઊઝુ બિ-ક મિન્ ગ-લ-બતિદ્દય્‌ની વ કહ્‌રિર્રિજાલ. અલ્લાહુમ્મક્ફિની બિ હલાલિ-ક અન્ હરામિ-ક વગ્નિની બિ ફદ્‌લિ-ક અમ્મન સિવાક.

અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું રંજ અને ગમથી અને તારી પનાહ ચાહું છું આળસથી અને ડરપોકતાથી અને તારી પનાહ ચાહું છું કાયરતા અને કંજુસીથી અને તારી પનાહ ચાહું છું કર્ઝના ગલ્બાથી અને લોકોના ગુસ્સા અને ક્રોધથી.

હે અલ્લાહ ! તુ મને હલાલ રોજી વડે હરામથી બચાવી દે અને પોતાના ફઝલ અને કરમ વડે મને તારા સિવાય બીજા બધાથી બેનિયાઝ કરી દે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે, એક માણસે અર્ઝ કરી કે હે અલ્લાહના રસૂલ ! મને કર્ઝો અને ગમોએ ઘેરી લીધો છે. હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું : શું હું તને એવી દુઆ ન શિખવાડું જેનાં પઢવાથી અલ્લાહ તઆલા તારા ગમોને દૂર કરી દે અને તારું કર્ઝ અદા કરી દે. એ ભાઈએ કહ્યું, જરૂર બતાવો. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું : સવાર–સાંજ આ દુઆ પઢ યા કરો.

રાવી કહે છે આ ભાઈએ કહ્યું : મેં આ નુસ્ખા ઉપર અમલ કર્યો. અલ્લાહ તઆલાએ મારો ગમ દૂર કર્યો અને મારું કર્ઝ અદા કરી દીધું.

(મિશ્કાત શરીફ, પેજ ૨૧૫)

## ★ અચાનક આવી પડતી મુસીબતોથી બચવાની દુઆ ★

بِسْمِ اللهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اِسْمِهٖ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ.

**બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ-અ ઈસ્મિહિ શયુઉન ફિલ્ અરદી વલાફિસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ.**

અર્થ : અલ્લાહના નામથી મેં સવાર કરી જેના નામની બરકતથી કોઈ વસ્તુ નુકસાન નથી પહોંચાડતી ન જમીનમાં અને ન આસમાનમાં અને તે જ ઘણું સાંભળતાવાળો અને જાણવાવાળો છે.

જો કોઈ માણસ આ દુઆને સવારે ત્રણ વખતે પઢી લે તો કોઈ વસ્તુ તેને નુકસાન નહિ પહોંચાડે અને અબૂ દાઉદમાં આ પણ રિવાયત છે કે અચાનક આવતી મુસીબત તેને નહીં પહોંચે.

(અબૂ દાઉદ, તિરમિઝી શરીફ)

## ★ મુસીબતોથી છુટકારો મેળવવા માટેની દુઆ ★

اَللّٰهُمَّ اَنْتَ رَبِّىْ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ عَلَيْكَ تَوَكَّلْتُ وَاَنْتَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ مَاشَآءَ اللّٰهُ كَانَ وَمَالَمْ يَشَأْ لَمْ يَكُنْ وَلَاحَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِىِّ الْعَظِيْمِ . اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ. وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَىْءٍ عِلْمًا. اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنْ شَرِّ نَفْسِىْ وَمِنْ شَرِّ كُلِّ دَآبَّةٍ اَنْتَ اٰخِذٌۢ بِنَاصِيَتِهَا اِنَّ رَبِّىْ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ.

**અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઈલાહ ઈલ્લા અન્ત, અલચ્ક તવક્કલ્તુ વ અન્ત રબ્બુલ્ અર્શિલ અઝીમ. માશાઅલ્લાહુ કાન વમા લમ્યશઅ લમ્યકુન વલાહવ્લ વલાકુવ્વત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યીલ્ અઝીમ. અઅ્લમુ અન્નલ્લાહ અલા કુલ્લિ શચ્ઈન કદીર. વઅન્નલ્લાહ કદ અહાત બિકુલ્લિ શચ્ઈન ઈલ્મા. અલ્લાહુમ્મા ઈન્ની અઊઝુબિક મિન્ શર્રિ નફ્સી વ મિન્ શર્રિ કુલ્લી દાબ્બતિન્ અન્ત આખિઝુમ્ બિના સિયતિહા ઈન્ન રબ્બી અલા સિરાતિમ્ મુસ્તકીમ.**

અર્થ : હે અલ્લાહ ! તુ જ મારો પાલનહાર છે. તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તારા પર મેં ભરોસો કર્યો અને તુ જ મોટા અર્શનો માલિક છે, જે પણ અલ્લાહને ગમ્યું તે કર્યું અને જે અલ્લાહને ન ગમ્યું તે ન થયું અને ગુનાહોથી બચવાની અને સારા કામો કરવાની તાકાત અલ્લાહની મદદથી જ મળે છે, જે ઘણો મોટો અને ઘણી ઇજ્ઝતવાળો છે. હું માનુ છું કે અલ્લાહ તઆલા પ્રત્યેક વસ્તુ પર કુદરત રાખવાવાળો છે અને અલ્લાહ તઆલાનું ઈલ્મ પ્રત્યેક વસ્તુ સાથે ઘેરાયેલુ છે. હે અલ્લાહ ! હું તારી પનાહ માગું છું નફસની ખરાબીઓથી અને પ્રત્યેક પ્રાણીઓની ખરાબીઓથી કે જેની પેશાની આપના તાબા હેઠળ છે. ખરેખર મારો રબ સીધા રસ્તા પર છે.

**જે માણસ આ દુઆને સવારમાં પઢી લે તો તેને ઈન્શાઅલ્લાહ સાંજ સુધી કોઈ વસ્તુ તકલીફ નહીં પહોંચાડે.** (અબૂ દાઉદ)

## ★ દરેક મુસીબતથી બચવાની દુઆ ★

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ اَلْحَىُّ الْقَيُّوْمُ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَانَوْمٌ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَ مَا فِى الْاَرْضِ مَنْ ذَا الَّذِىْ يَشْفَعُ عِنْدَهٗ اِلَّا بِاِذْنِهٖ يَعْلَمُ مَابَيْنَ اَيْدِيْهِمْ وَمَاخَلْفَهُمْ وَلَايُحِيْطُوْنَ بِشَىْءٍ مِّنْ عِلْمِهٖٓ اِلَّا بِمَاشَآءَ وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلَايَئُوْدُهٗ حِفْظُهُمَا وَهُوَ الْعَلِىُّ الْعَظِيْمُ .

અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યુમ લા તઅ્ખુઝુહૂ સિનતુંવ્ વલા નવમ. લહુ મા ફિસ્સમાવાતિ વમા ફિલ્અર્દ. મન્ ઝલ્લઝી યશ્ફઉ ઈન્દહૂ ઈલ્લા બિઈઝ્નિહ. યઅ્લમુ મા બય્ન અય્દીહિમ્ વમા ખલ્ફહુમ્ વલા યુહિતુ-ન બિશય્ઈમ્ મિન્ ઈલ્મિહી ઈલ્લા બિમા શા-અ વ-સિ-અ કુર્સિય્યુહુસ્સમાવાતિ વલ્અર્દ વલા યઊદુહૂ હિફ્ઝુહુમા વ હુવલ્ અલિય્યુલ્ અઝીમ.

અર્થ : અલ્લાહ તઆલા સિવાય કોઇ મા'બૂદ નથી. તે સદા જીવંત રહેનાર અને સર્વ જગતનો રક્ષક છે, સંભાળનાર છે. તેને ઝોકુ કે ઊંઘ આવતી નથી. આકાશો અને જમીનોમાં જે કંઇ પણ છે તે તેનું જ છે. એવો કોણ છે જે તેના હુકમ વગર તેની પાસે કોઇની શિફારિશ કરી શકે ? તે લોકોની આગલી અને પાછલી બધી જ હાલતોને જાણે છે અને બધા મળીને તેના ઇલ્મમાંથી કોઇ વસ્તુને પહોંચી શકતા નથી. પરંતુ જેટલું તે (જાહેર કરવા) ચાહે. તેની કુર્સીએ આકાશો અને પૃથ્વી બંનેને પોતાની અંદર સમાવી લીધાં છે અને તેના

માટે એ બંનેનું રક્ષણ કંઇ ભારે નથી અને તે જ ઉચ્ચ અને મહાન છે.

حٰمٓ . تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡعَلِيۡمِ غَافِرِ الذَّنۡبِ وَقَابِلِ التَّوۡبِ

شَدِيۡدِ الۡعِقَابِ ذِى الطَّوۡلِ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ وَاِلَيۡهِ الۡمَصِيۡرُ .

**હા–મિમ તન્જિલુલ્ કિતાબિ મિનલ્લાહિલ્ અઝિજિલ્ અલીમ. ગાફિરિઝ્ઝન્બી વ કાબિલીત્તવ્બીશદીદિલ્ ઈકાબિ ઝિત્તવ્લ. લા ઈલાહા ઈલ્લાહ હુવ ઈલયહિલ્ મસીર.**

અર્થ : આ કિતાબ ઉતારવામાં આવી છે અલ્લાહની તરફથી જે તાકાતવાળો છે. દરેક વસ્તુને જાણવાવાળો છે. ગુનાહોને માફ કરવાવાળો છે અને તૌબાને કબૂલ કરવાવાળો છે. સખત સજા આપવાવાળો છે. કુદરતવાળો છે. તેના સિવાય કોઇ ઈબાદતના લાયક નથી. તેની જ પાસે બધાને જવાનું છે.

જે માણસ આયતુલ કુર્સી અને સૂરએ મુઅમિનની આ આયતો સવારે પઢી લે તે આખો દિવસ બુરાઈ અને તકલીફથી બચેલો રહેશે.

## ★ શૈતાન, જિન્નાત, મુસીબત, જાદૂ, હાસિદ, દુશ્મન અને દરેક વસ્તુથી બચવાની દુઆ ★

હઝરત અબ્દુલ્લાહ બિન ખુબૈબ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સ.અ.વ.)ને અમે વરસાદની રાત્રે અને અંધારામાં ઢુંઢતા હતા. એટલામાં આપ (સ.અ.વ.) અમને મળી ગયા. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું :

**ત્રણ વખતે કુલહુવલ્લાહુ અહદ.... અંત સુધી. અને ત્રણ વખતે કુલ અઊઝુ બિરબ્બિલ્ ફલક.... અંત સુધી. અને ત્રણ**

વખતે કુલ અઊઝુ બિરબ્બિન્નાસ.... અંત સુધી સવાર–સાંજ પઢયા કરો. આ તમારી દરેક વસ્તુથી હિફાઝત કરશે.

## ★ દરેક ગમ અને ફિકર વખતે પઢવાની દુઆ ★

حَسْبِيَ اللّٰهُ لَآ اِلٰـهَ هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمُ .

**હસ્બિયલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવ અલયહિ તવક્કલ્તુ વહુવ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ.**

તફસીરે રૂહુલ મઆનીમાં છે અને અબૂ દાઉદ શરીફની હદીષમાં છે કે જે માણસ સાત વખતે સવારે અને સાત વખતે સાંજે પઢી લે તો અલ્લાહ તઆલા દુનિયા અને આખિરતના દરેક ગમ અને ફિકરથી નજાત આપશે.

## ★ તંગી માટે પઢવાની દુઆ ★

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ . اَسْتَغْفِرُ اللّٰهَ .

**સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ્ અઝીમ અસ્તગ્ફિરુલ્લાહ.**

ફાયદો : એક સહાબી (રદિ.) હુઝૂર (સ.અ.વ.) પાસે આવ્યા અને તંગીનું વર્ણન કર્યું તો આપ (સ.અ.વ.)એ ઉપરની દુઆ સૂરજ આથમતા પહેલાં ૧૦૦ વાર પઢવાનું કહ્યું.

(તકરીરે ખત્મે બુખારી, હઝરત ઝફર થાનવી રહ.)

## ★ કર્ઝની અદાયગી માટે પઢવાની દુઆ ★

اَللّٰهُمَّ اكْفِنِيْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاَغْنِنِيْ بِفَضْلِكَ

عَنْ مَّنْ سِوَاكَ.

**અલ્લાહુમ્મ અફ્ફિની બીહલાલીક અન્ હરામિક વ અગ્નિની બિફઝ્લીક અમ્મન સિવાક.**

ફજરની નમાઝ પછી ઉપરોક્ત દુઆ ૧૩ (તેર) વખતે પઢવી. આગળ પાછળ ૮ (આઠ) વખતે દુરૂદ શરીફ પઢવું.

## ★ દુશ્મનથી બચવા માટેની દુઆ ★

لَاتُدْرِكُهُ الْاَبْصَارُ وَهُوَ يُدْرِكُ الْاَبْصَارَ وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ .

**લા તુદ્રિકહુ-લ-અબસાર વહુવ યુદ્રિકુલ અબ્સાર વહુવલ્ લતીફુલ્ ખબીર.**

## ★ જેલથી છૂટકારા માટે પઢવાની દુઆ ★

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ . اِنَّ رَبِّىْ لَطِيْفٌ لِّمَا يَشَآءُ اِنَّهٗ هُوَ الْعَلِيْمُ الْحَكِيْمُ .

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. ઈન્ન રબ્બી લતીફુલ્ લીમા યશાઊ ઈન્નહુ હુવલ્ અલીમુલ્ હકીમ.**

જો કોઇ માણસ જેલથી છૂટકારો માંગતો હોય તો આ ઉપરોક્ત આયતને આજિઝીની સાથે ખૂબ પઢે, તેની આગળ પાછળ ૮ (આઠ) વખતે દુરૂદ શરીફ પઢે. ઇન્શાઅલ્લાહ અલ્લાહ છુટકારાનો સામાન ગૈબથી કરી દેવામાં આવશે.

### ★ દરેક ખાસ કામ માટે પઢવાની દુઆ ★

سُبْحَانَ اللهِ الْقَاهِرُ الْقَوِىُّ الْكَافِىُ اَللّٰهُمَّ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنَ .

**સુબ્હાનલ્લાહીલ્ કાહિરુલ્ કવિય્યુલ્ કાફી, અલ્લાહુમ્મ ઈય્યાકનઅ્બુદુ વ ઈય્યાક નસ્તઈન.**

આ દુઆને વુઝૂની સાથે ચાલતા ફરતા પઢતા રહે. ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા દરેક કામ પૂરૂ કરી દેશે.

### ★ બધી હાજતો પૂરી કરવા માટેનો અમલ ★

એક મજલીસમાં એક જ બેઠકે બાર વાર યાસીન શરીફ પઢવાથી બધી જ જરૂરતો પૂરી થશે. (ઈન્શા અલ્લાહ)

### ★ રોઝીમાં બરકત માટેનો નુસ્ખો ★

દરરોજ ૧૧૧૧ (અગિયારસો અગિયાર) વખતે يَا مُغْنِىُ યા મુગ્ની અને ચાળીસ વખતે સૂરએ મુઝઝમ્મીલ પઢે. જો સૂરએ મુઝઝમ્મીલ ૪૦ (ચાળીસ) વખતે ન પઢી શકે તો ૧૧ વાર જરૂર પઢે. રોઝીમાં ખૂબ બરકત થશે. (ગંજીનએ અસરાર)

### ★ રોઝીમાં બરકત માટે પઢવાનો નુસ્ખો ★

ચાશ્તની નમાઝ પછી દરરોજ ૧૦૦ (સો) વખતે يَا بَاسِطُ યા બાસિતુ પઢવાથી રોઝીમાં બરકત થાય છે. (ગંજીનએ અસરાર)

## ★ છોકરીઓના રિશ્તા માટે ★

સૂરએ અહઝાબ ૩૭ (સાળત્રીસ) વખતે પઢવામાં આવે તો ઈન્શા અલ્લાહ છોકરીનો જલદીથી રિશ્તો મળી જશે અને તેનુ કિસ્મત ખુલી જશે.

દુરૂદે ઈબ્રાહીમ જે નમાઝમાં પઢવામાં આવે છે. દરેક નમાઝ પઢી ૨૫ વાર પઢવાથી પણ રિશ્તો મળી જાય છે.

## ★ છોકરીઓની ખુશનસીબી માટે ★

જે કોઈ માણસ સૂરએ સજદહ ૨૨ (બાવીસ) વખતે પઢે તો અલ્લાહ તઆલા પોતાના ફઝલો કરમથી છોકરીઓને ખુશીની સાથે રાખશે.

## ★ સખત બીમારી અથવા મુશ્કેલી વખતે પઢ વાની દુઆ ★

ફરમાવ્યું : જો કોઈ સખત બીમાર હોય અથવા કોઈ મુશ્કેલી હોય તો . يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ "યા અરહમર્રાહિમીન" ૫૦૦ વખતે પઢીને દુઆ કરે. (કશ્કુલે મઅ્રિફત, પેજ ૫૧૭)

ફરમાવ્યું : દરેક બીમારીની શિફા માટે يَاسَلَامُ 'યા સલામુ' ૧૩૧ (એક સો એકત્રીસ) વખતે પઢવું, આગળ પાછળ ૧૧ વખતે દુરૂદ શરીફ પઢવું અને દમ કરવો અને દુઆ કરવી. અય અલ્લાહ ! આ પાક નામની બરકતથી બીમારીથી મારી હિફાઝત ફરમાવ અને શિફા આપ. (મજાલિસે અબરાર)

ફરમાવ્યું : જો માંદગી લાંબી હોય તો વધારે સૂરએ ફાતિહા પઢવી અને પાણી પર દમ કરી પીવડાવવુ જોઈએ.

(મજાલિસે અબરાર)

### ★ દુશ્મનો અને જાલિમોથી બચવાનો ઉપાય ★

દુશ્મનો અને જાલિમોની બુરાઈ અને ફિત્નાથી બચવા માટે ૩૪૧ વાર حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ 'હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ' પઢવું, આગળ પાછળ ત્રણ–ત્રણ વાર દુરૂદ શરીફ પઢી દુઆ કરવી. ઘણી જ તાસીર રાખે છે.

### ★ રોઝીની તંગી દૂર કરવા માટે ★

હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ ૩૦૮ વાર પઢવું, આગળ પાછળ ૩–૩ વાર દુરૂદ શરીફ પઢી દુઆ કરવી. હંમેશા પઢતા રહેવાથી ગૈબથી રોઝીના દરવાઝા ખુલી જશે.

### ★ બરકતો માટે ★

'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' ૮૦૦ વાર રોજ પઢવાથી બધી જ જાહિરી–બાતિની બરકતો પ્રાપ્ત થાય છે. હઝ. શેખ અ. કાદિર જીલાની (રહ.)એ ઘણો જ અજમાવેલ વઝીફો લખ્યો છે.

### ★ બરકતવાળી રોઝી માટે ★

★ ઘરમાં દાખલ થાય ત્યારે ઘરમાં દાખલ થવાની દુઆ પઢી સૂરએ ઈખ્લાસ ત્રણ વાર પઢી દાખલ થવાથી રોઝીમાં પુષ્કળ વધારો થાય છે. સૂરએ ઈખ્લાસને વધુ પઢવાથી પણ બરકતો પ્રાપ્ત થાય છે.

★ વુઝૂના દરમિયાનમાં નીચેની દુઆ ૫ વાર પઢવાથી રોઝીમાં બરકત થાય છે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ . اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذَنْبِىْ وَوَسِّعْ لِىْ فِىْ دَارِىْ وَبَارِكْ لِىْ فِىْ رِزْقِىْ يَا مُغْنِىْ.

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ, અલ્લાહુમ્મગ્ફિરલી ઝમ્બી, વ વસ્સિઅ્લી ફી દારી, વ બારિકલી ફી રિઝ્કી, યા મુગ્ની.**

★ પાંચેવ નમાઝોની સાથે ચાશતની નમાઝની પાબંદીથી પણ તંગી દૂર થાય છે. તંગી દૂર કરવા માટે હઝ. શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.) ચાશતની ચાર રકાત નીચે મુજબ પઢવાની નસીહત ફરમાવે છે. પહેલી રકાતમાં સૂરએ શમ્શ, બીજીમાં સૂરએ લયૂલ અને ત્રીજી રકાતમાં સૂરએ દુહા અને ચોથી રકાતમાં સૂરએ અલમ નશ્રહ પઢવી. ચાર રકાત એક સલામથી પઢવી. (શિફાંઉલ અલીલ)

## ★ હાકિમ મહેરબાન થઈ જશે ★

હાકિમ, પતિ અથવા ઝિમ્મેદાર તરફથી તકલીફો, નારાજગીનો સામનો હોય ત્યારે નીચેની આયત ૭૦ વખતે પઢવી, ૩–૩ વાર આગળ–પાછળ દુરૂદ શરીફ પઢવું. હાકિમ મહેરબાન થઇ જશે.

اَللّٰهُ لَطِيْفٌ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ وَهُوَ الْقَوِىُّ الْعَزِيْزُ .

**અલ્લાહુ લતીફુમ્ બિઈબાદિહી યર્ઝુકુ મંય્યશાઊ વહુવલ્ કવિય્યુલ્ અઝીઝ.**

## ★ જાદુ તોડવાનો અમલ ★

આયતુલ કુર્સી ૫ વાર, સૂરએ ફલક ૪ વાર, સૂરએ નાસ ૫ વાર આ ક્રમથી દરેક નમાઝ પછી સાત દિવસ પઢી, પોતાના બદન ઉપર દમ કરવું. જો ઘર ઉપર જાદુ હોય તો આ સૂરતો પાણી ઉપર દમ કરી પાણી ઘરના ચારેવ ખૂણાઓમાં છાંટવું. ઈન્શા અલ્લાહ જાદુ ખતમ થઈ જશે.

## ★ મુશ્કેલીઓના ઉકેલ માટે ★

સૂરએ કુરૈશ એટલે લિઈલાફિ કુરૈશ પૂરી સૂરત પાબંદીના સાથે રોજ સિત્તેર વખતે પઢવાથી ઈ. અલ્લાહ મુશ્કેલીઓનો જરૂર ઉકેલ આવશે.

અલ્લાહના જાતિ નામને એટલે અલ્લાહને સાડા ચાર હઝાર વખતે રોજ રાતે પઢવાથી મુશ્કેલીઓ આસાન થાય છે.

## ★ કર્ઝની અદાયગી અને બરકત માટે ★

સૂરએ નસ્ર એટલે ઈઝા જાઅ નસ્રુલ્લાહિ વલ્ફત્હુ સુબ્હે સાદિક થયા પછી ચાળીસ વખતે પઢવાથી કર્ઝ અદા થઈ જશે અને આવકમાં બરકત થશે.

## ★ પરીક્ષામાં કામિયાબી માટે ★

જો કોઈ તાલિબે ઈલ્મ, વિદ્યાર્થી પરીક્ષાના પરિણામ વિષે ચિંતા કરતો હોય તો ત્રણ દિવસ રોજ તાઝુ વુઝૂ કરી કિબ્લા તરફ મોં કરી એક જ બેઠકમાં અગિયાર હઝાર વખતે યા હસીબુ પઢે તો પરિણામ ધારવા મુજબ મળશે, ઈન્શા અલ્લાહ. આગળ પાછળ ૧૧–૧૧ વખતે દુરૂદ શરીફ પઢી લેવું.

## ★ રિશ્તાની કામિયાબી માટે ★

છોકરીનો રિશ્તો આવતો ના હોય તો તાઝુ વુઝૂ કરી બે રકાત નફિલ

નમાઝ પઢે. પછી સો વાર યા લતીફુ પઢે. આગળ–પાછળ ત્રણ–ત્રણ વાર દુરૂદ શરીફ પઢે, ઈન્શા અલ્લાહ એક માસમાં મકસદ પૂરો થશે.

## ★ રોઝી માટે ★

જે માણસની રોઝી તંગ છે અથવા કર્ઝદાર છે તે માણસ ચાળીસ દિવસ સુધી ઈશાંની નમાઝ પછી વુઝૂ કરી, કિબ્લા તરફ મોં કરી, આંખો બંધ કરી ચારસો વખતે નીચેની દુઆ પઢે. જો કોઈ વખત ન પઢાઈ તો દિવસમાં પઢી લે. મકસદ પ્રાપ્ત થયા પછી પણ પઢતો રહે.

اَسْتَغْفِرُ اللهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ

مِنْ جَمِيْعِ جُرْمِىْ وَظُلْمِىْ وَاِسْرَافِىْ عَلٰى نَفْسِىْ وَاَتُوْبُ اِلَيْهِ ؕ

**અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ, બદીઉસ્સમાવાતિ વલ્અરદિ મિન્ જમીઇ જુરમી વ ઝુલ્મી વ ઈસરાફી અલા નફ્સી વઅતૂબુ ઈલય્હી.** (અકાબિરકે મુજર્રબ અમલિય્યાત)

નોટ :– વઝાઈફનો વધારો અનુવાદકે કર્યો છે.

- ખતમ શુદ -

: અલ્લાહ તઆલાની રજામંદીનો તાલિબ :

સંપાદક : **હા. આસિમ અ.હફીઝ મૂસા ભડકોદ્રવી**
તાલિબે ઈલ્મ–અરબી અવ્વલ
દારુલ ઉલૂમ–સિતપોણ.
૨૮–મુહર્રમુલ હરામ, ૧૪૨૮ હિ.સ.